# બે બોલ

મીરાનાં પદો' નું મારું સંપાદન જાન્યુઆરી ૧૯૬૨માં બહાર પડ્યું હતું. તે પછી મીરાંને નામે પ્રચલિત બનેલાં બીજાં કેટલાક ગુજરાતી કે ગુજરાતીમિશ્રિત પદ મારી પાસે ભેગાં થતાં ગયાં એવાં પદની સંખ્યા સો ઉપરાંતની થઈ જતાં તેમની પ્રસિદ્ધિ મને આવશ્યક લાગી કેમકે મીરાંની કવિતાના અભ્યાસમાં તેમાંનાં કેટલાંક ઉપયોગી બની શકે તેવાં હતાં ખાસ તો મિશ્ર ભાષામાં મળતાં પદો અભ્યાસપાત્ર બની રહે તેવાં છે મીરાંના આથી વધુ ગુજરાતી પદ મળવાની શક્યતા ઓછી છે

મીરાંના જીવન અને કવન અંગેનો ડૉ ગેત્સનો ગુજરાત સંશોધન મંડળના ત્રૈમાસિકમાં છપાયેલ અંગ્રેજી લેખ નવી સંશોધનપદ્ધતિએ લખાયેલો અને કેટલાક નવા દૃષ્ટિકોણ રજૂ કરતો હોઈ મને બહુ અગત્યનો લાગેલો એનો મુક્ત ગુજરાતી અનુવાદ, અંગ્રેજી ઓછું જાણનારી નવી પેઢી માટે કરીને મેં ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિકના શતાબ્દી અંકમાં છપાવેલો તે ઉપરાંત, મીરાંના જીવન અંગે પ્રમાણભૂત માહિતી પહેલી વખત પૂરી પાડતી મુંશી દેવીપ્રસાદની હિંદી પુસ્તિકાનું પણ મેં ગુજરાતી કરી છપાવેલું મીરાંના કવનની જેમાં ઉત્તમ પ્રકારની સમાલોચના થઈ છે એમ મને લાગેલું તેના કેટલાક લેખો કે લેખ-ખંડોનું પણ મેં હિન્દી પરથી ગુજરાતી કરેલું આ બધા લેખો-અનુવાદો અહીં બીજા ખંડમાં લઈ લીધા છે. એ આખો ખંડ મીરાંના અભ્યાસમાં સવિશેષ ઉપયોગી થઈ પડશે અનુવાદ વાંચ્યા બાદ વાચકને વધુ અભ્યાસ માટે મૂળ ગ્રંથો જોવાની ઇચ્છા થાય તો અનુવાદનો શ્રમ સાર્થક થયો ગણીશ

જેમના લખાણોના અનુવાદ અહીં લીધા છે તે સૌનો હું ઋણી છું.

મુંબઈ, જૂન ૧૯૬૯ — ભૂપેન્દ્ર બાલકૃષ્ણ ત્રિવેદી

# પ્રાસ્તાવિક

શ્રી મીરાં પ્રકાશન સમિતિ, ભીલવાડા (રાજસ્થાન) તરફથી સ્વામી આનંદસ્વરૂપે 'મીરાં સુધાસિન્ધુ' નામનો, ભિન્ન ભિન્ન ભાષાઓમાં રચાયેલ લગભગ ૧૩૦૦ જેટલાં પદોનો, બૃહત્ પદ-સંગ્રહ સંવત ૨૦૧૪ માં બહાર પાડ્યો હતો. આ ગ્રંથમાં રાજસ્થાની, વ્રજ, હિંદી, પંજાબી, બંગાળી વગેરે ભાષામાં રચાયેલ પદો તથા ૨૫૦ ઉપરાંત ગુજરાતી પદો પણ સંગ્રહાયાં છે. પાઠભૂલો અવગણીએ તો પણ આ સંગ્રહ પદોની વિપુલતાને કારણે આપણને વિચાર કરતા કરી મૂકે છે.

મીરાંબાઈએ રચેલાં મૂળ પદોની સંખ્યા ૨૫૦-૩૦૦ થી વધારે હોવાની શક્યતા નથી એમ ઘણા વિદ્વાનો માને છે. રાજસ્થાનનિવાસી મીરાંની ભાષા તે જમાનાની રાજસ્થાની જ હોવી જોઈએ પણ તે જમાનામાં રાજસ્થાન ઉપરાંત ગુજરાતમાં પણ એ જ ભાષાનો પ્રચાર સંભવે છે. મીરાંએ વર્ષો પર્યંત જે સાધુસંતોનો સમાગમ સેવ્યો અને એણે જે લાંબો પ્રવાસ ખેડ્યો કહેવાય છે તેને પરિણામે એની ભાષામાં પરભાષાઓના ઘણા શબ્દો અને પ્રયોગો સહજભાવે સમાવિષ્ટ થયા સંભવે. તે જમાનામાં વ્યાપકરૂપે બોલાતી એક ભાષામાંથી કાળક્રમે પરિવર્તન થતાં થતાં ભિન્ન ભિન્ન ભાષાઓ વિકસી ગણીએ તો લોકકંઠે રમતાં મીરાંનાં મૂળ પદો ભાષાદૃષ્ટિએ ક્રમિક પરિવર્તન પામતાં ગયાં અને આજે જુદી જુદી ભાષાઓમાં જુદે જુદે રૂપે એ મળી આવે છે.

મુંશી દેવીપ્રસાદે પોતે મેળવેલી ઐતિહાસિક વિગતોને આધારે હિંદીમાં મીરાંબાઈનું જીવનચરિત્ર લખ્યું હતું. એ પુસ્તકનું પાછળથી સંપાદન કરતાં ડૉ. શુકલે જણાવ્યું છે તે પ્રમાણે લગભગ ૪૦૦ જેટલાં પદ મીરાંને નામે ચાર પ્રકારના ભક્તોએ રચ્યાં છે.

આમાંનાં કેટલાંક પદ જે જુદા જુદા વૈષ્ણવો ગાય છે તેમનો આધાર માથે જ મીરાંનું પોતાનું કોઈક ને કોઈક પદ હોય છે. આધાર-

ભૂત મૂળ પદાવલિ અપ્રાપ્ય હોઈ ને ભક્તોને પોતાની યાદદાસ્ત ઉપર જ આધાર રાખવાનો હોય છે વળી ભક્તોમા બધા જ કાંઈ બુદ્ધિશાળી નથી હોતા. મોટા ભાગના ભક્તો તો નિરક્ષર હોય છે આવા માણસો અનેકવેળા કડીઓ ભૂલી જાય એ બનવા જોગ છે પરતુ ઉચ્ચ કોટિના ભક્તોની આત્માભિવ્યક્તિ સરસ હોવા સાથે સરળ પણ હોય છે આ કુદરતી ગુણ આ ભક્તજનોને સહજ રીતે મદદરૂપ બને છે. ભુલાઈ ગયેલી કડીઓને મળતી આવતી બીજી કડીઓ જોડી જોડીને એઓ પદ પૂરુ કરી નાખે અને તેવુ પદ ધીમે ધીમે પ્રચાલત બનતુ જાય કાળાતરે આવુ પદ એક નવા પદનુ સ્થાન મેળવી લે છે

આ પહેલા વર્ગના ભક્તજનો કરતા ઊતરતી બુદ્ધિશક્તિવાળો ભક્તોનો એક બીજો વર્ગ છે. તેઓ પોતાના ભાવોદ્રેકમા બે બે ચાર ચાર પદોની છિન્નભિન્ન કડીઓને જે જ્યારે જેવી યાદ આવે ત્યારે તેની જોડી દઈ ને નવા પદો ઊભા કરે છે કેટલીક વખતે બીજા ભક્ત મહાત્માઓના રચેલા પ્રસિદ્ધ પદોની કડીઓ લઈને તે પદોમા જોડી દે છે અને અ તે 'મીરા કે પ્રભુ ગિરધર નાગર'ની છાપ સાથે તેને ગાવા લાગી જાય છે મીરા કૃષ્ણભક્ત હોવાથી સૂરદાસના તથા બીજા કૃષ્ણભક્ત કવિઓના પદની કડીઓ સહેલાઈથી મીરાના પદોમા જોડી શકાય ભજન સગ્રહોમાથી આવા કેટલાક પદો મળી આવે છે

આ બન્નેથી જુદા પ્રકારનો એક ત્રીજો ભક્ત-સમુદાય છે આ ભક્ત-સમુદાય અમુક ચોક્કસ પથ કે સપ્રદાયનો હોય છે અને પોતાના પથ કે સપ્રદાયનું મહત્ત્વ વધારવુ અને તેનો પ્રચાર કરવો એ એનુ ધ્યેય હોય છે. આ કારણે પ્રત્યેક પ્રસિદ્ધ ભક્ત પોતાના જ પથ કે સપ્રદાયનો છે અથવા તો એની અત્યંત નજીક છે એમ સિદ્ધ કરવા માટે આવા ભક્તો અદમ્ય ઉત્સાહ સેવતા જણાય છે. આ ઉત્સાહથી પ્રેરાઈ ને એઓ પ્રસિદ્ધ ભક્તોની ઊક્તિઓમાં થોડાવણા ફેરફાર કરી લે છે. આમ કરવામા એમને મન કશું ખોટુ થતુ નથી, કે કોઇને અન્યાય

થતો નથી. એમની દલીલ તો એ છે કે એવા ફેરફારો તે ભક્તની પ્રસિદ્ધિમાં અને લોકપ્રિયતામાં વધારો જ કરે છે! અલબત્ત, એમની આ દલીલ પાછળ સ્વાર્થ રહેલો હોઈ એ દલીલ સ્વીકારી શકાય તેમ નથી. આવી કુચેષ્ટા શોધખોળની ઇચ્છાવાળા મનુષ્યોના માર્ગમાં મુશ્કેલી અવશ્ય ઊભી કરે છે.

ચોથા પ્રકારનો ભક્તસમૂહ તો વળી આ ત્રણે કરતાં વધારે ભયંકર છે. આ ભક્તસમૂહ જાતજાતનાં પાંડિત્યનો દાવો કરે છે અને ચોક્કસ પક્ષના પોતાના સમર્થનનું બળ કેટલું છે તે પણ સારી રીતે જાણે છે. જૂના જમાનાથી પાંડિત્યનો પરમ આદર્શ સત્યાન્વેષણ મનાય છે, છતાં આ પંડિતવર્ગ 'જે હું કહું તે જ સાચું' એમ માને મનાવે છે. આવા માણસોના અભિપ્રાયો સત્યાન્વેષણમાં બાધારૂપ બનવાનો સંભવ ઘણો મોટો છે.

આ ઉપરાંત મીરાંમાં વ્યક્ત થતા ભાવ કે ભાવનાને પોતે રચેલ પદાવલિમાં ગૂંથીને છેડે 'મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ' લખી નાખનાર નરનારીઓ આપણે ત્યાં થઈ ગયાં છે. જાતે એકાદ પદ રચી તેને છેડે સભાનપણે મીરાંનું નામ જોડનાર વ્યક્તિઓ પણ છે.

'મીરાં સુધાસિન્ધુ'માં સંગ્રહાયેલાં પદો ઉપરાંત બીજાં પણ મીરાંનાં ગુજરાતી પદો મળી આવે છે. એકલાં ગુજરાતી પદો જ ભેગાં કરીએ તો તેની સંખ્યા ૩૫૦ થી ૪૦૦ જેટલી થવા જાય આમાંનાં ઘણાં પદોની ભાષા અર્વાચીન છે. આજે ફિલ્મી ગીતની અસર હેઠળ રચાતાં ભજનોના ઢાળોને બાજુએ રાખીએ તો આજથી ૩૦ થી ૪૦ વર્ષ પૂર્વે ભજનમંડળીઓમાં પ્રચલિત, તાળી સાથે ગવાતાં, સાદા ઢાળોમાં રચાયેલાં, ઘણાં ગુજરાતી પદ છે. હિંદી ભાષાના કેટલાક વિવેચકોએ તો મીરાંનાં અનેક હિંદી અને રાજસ્થાની પદ માટે શાસ્ત્રીય રાગરાગણી અને તાલ મથાળે દર્શાવ્યા છે. અને મીરાં નૃત્ય-સંગીતમાં નિષ્ણાત હતી એમ તેને આધારે દર્શાવ્યું છે. આ શાસ્ત્રીય સંગીતની કસોટીએ ચઢાવીએ તો

મીરાને નામે ચઢેલાં ઘણા ગુજરાતી પદો બીચારા–બાપડા બની જવા સંભવ છે અન્ય ભાષાઓના ઘણા પદો માટે પણ આ કસોટી મોટે ભાગે ખતરનાક નીવડવાનો સંભવ છે

વળી 'અમુક ગુજરાતી પદ 'ઘણુ પ્રચલિત છે, એમા મીરાના જ હૃદયભાવનો સાચો રણકો છે, માટે એને અસલ પદ તરીકે સ્વીકારવુ' એમ કહેવા જનારને પોતાના કથનના સમર્થનમા આધાર શેનો રહેશે? હસ્તપ્રતોમાં મળતા ઘણા પદો એક યા બીજે કારણે ભાષા કે ભાવની દૃષ્ટિએ શુદ્ધ નથી અને જૂની ઘણી હસ્તપ્રતોમાથી મળી આવતા પદો આજે તે રૂપે પ્રચલિત નથી આ સંજોગોમા વિશાળ સંશોધન અને પૂરતા મનન વગર છેવટના અભિપ્રાયો આપવા બેસી જવુ એ ઉતાવળિયુ પગલુ ગણાય

મીરાબાઈના જેટલા પદો જયા જ્યાથી મળે તેટલા બધા ભેગાં કરી, તેનુ વ્યવસ્થિત વિભાજન કરી, તેનો અભ્યાસ કરવાની જરૂર છે. હાલ ઉપલબ્ધ બનતા પદોને જૂના હસ્તલિખિત પદસંગ્રહોનો આધાર કેટલો મળે છે તે જોયા બાદ જે મુદ્દાઓ ઉપસ્થિત થતા આવે તે બધાની આંતર તેમ જ બાહ્ય પુરાવાઓ સહિત ચર્ચા થઈ શકે ગુજરાત પાસે હસ્તલિખિત ગ્રંથોની વિપુલ સામગ્રી હોઈ આ કાર્ય અશક્ય નથી છતા હિંદીના વિદ્વાનો મીરાના પદોના પ્રામાણિક પાઠો તથા અમુક પદ મીરાનુ જ છે એમ કહેવા માટેના આધારભૂત સિદ્ધાન્તો, અનેક પ્રયત્નો અને પૂરતી સાધનસામગ્રી છતા, નક્કી કરી શક્યા નથી હકીકત રૂપે નોંધવી જોઈએ

# અનુક્રમણિકા

# મીરાંબાઇનાં વધુ પદો



# ખંડ ૨

# મીરાંબાઈનાં વધુ પદો

( ૧ )

અણજાણ્યા માણસનો સંગ ન કરીએ,
એના હાથમાં હીરો ન દઈએ રે.

મનડાની વાતો રે દીલડાની વાતો રે,
ભેદ વિના કેને કહીએ રે ?

ઊંચા ઝાડની આશ ન કરીએ,
હેઠેથી વીણીને ફળ ખાઈએ રે.

ઊંડા જળનો વિશ્વાસ ન કરીએ,
કાંઠે બેસીને નાહીએ રે.

પારકા ધનની આશા ન કરીએ,
પ્રભુ દીએ તો ખાઈએ રે.

બાઈ **મીરાં** કહે પ્રભુ ગિરધરના ગુણ,
આપણ હેતે કરીને ગાઈએ રે.

( ૨ )

અણુજાયો વર વરીએ રે, હો બ્હેની! મારે,
બીજાથી પ્રીતિ ન કરીએ રે.

મનુષ્ય જનમ ટાણું, મળ્યું સહિયર મોંઘું નાણું,
વાર હવે શાની કરીએ રે? હો બ્હેની.

કોઈ વેદવાણી બોલે, કોઈ ફાવે તેમ છોલે,
હરખ શોક શાને કરીએ રે? ,,

ભાંગે નહી, ફૂટે નહીં, બુરી જે દેખાય નહીં,
બંગડી તો એવી ધરીએ રે. ,,

ફાટે નહીં, ટૂટે નહીં, રંગ જેનો જાય નહીં,
ચૂંદડીઓ એવી ધરીએ રે. ,,

સુખદુઃખ ટાઢતડકા, નથી રે જ્યાં આગ–ભડકા,
સાસરિયાં તો એવાં કરીએ રે. ,,

હરિ નામની હોડી કરીએ, સહેજે ભવસાગર તરીએ,
ભરદરિયે મોજાં કરીએ રે. ,,

મીરાં કહે બલિહારી, આશા મને એક તારી,
જનમ સફળ કરીએ રે. ,,

## ( ૩ )

અનીહો રે રંગ બ્હેની ગોવાલણી આવે,
રુમઝુમ રુમઝુમ નેપૂર વાગે, ગોપી હંસની ચાલ ચલાવે.
કાને કલાફૂલ આલ ઝબૂકે, પાગે ઝાંઝરનો ઝમકાર.
કનક કચોળામાં કેસર ઘોળ્યાં, ગોપી કેસરી તિલક બનાવે.
શિર પર કલશ, કલશ પર ઝારી, ગોપી જમનાનાં જળ ભરી લાવે.
બાઈ **મીરાં** કહે પ્રભુ ગિરધરના ગુણ, તારા ચરણકમળ બલિહારી.

## ( ૪ )

આપને બાલમકી બાત રે, હું કોને રે પૂછું !
જેને પૂછું તે દૂર બતાવે, સબકી બટાઉ લોક રે. હું કોને૦
એક દિન કહી મારો નાથ સિધાર્યા, હો ગયા માસ છ માસ રે. ,,
જેણે રે મારગ મારો નાથ સિધાર્યા, જઈને રોકું તે ઘાટ રે. ,,
**મીરાં** કે પ્રભુ ગિરધર નાગર, હરિ વિના હુઈ બેહાલ રે. ,,

## ( ૫ )

અબ તેરો દાવ લગ્યો હૈ, ભજી લે સુંદર શ્યામ,
ગુણકા–તારણ ભીલ–ઉધારણ, મંગલ પૂરણ કામ.
પ્રભુભજન કરી રાચ સદા તું, સંતન કર પરણામ.
સેવા કરી સાધુસંત પ્રસન્ન કર, નૃત્ય કરી રટ રામ.
**મીરાં** કે પ્રભુ ગિરધર નાગર, ચરણકમલ નિજ ધામ.

( ૬ )

અમને મળિયા છે નંદલાલ રે,
મથુરાના વાસી, મોહન મળિયા જી.
ઘેલી ના કરીએ સુંદર શ્યામ રે,
મથુરાના વાસી મોહન મળિયા જી.
જમનાને કાંઠે વ્હાલે રાસ રચ્યો'તો જી,
પ્રીતલડી બાંધી રાધા સંગ રે      મથુરાંનો૦
અરે કાનુડા! કુબજા કહાં થકી લાવ્યા જી,
વ્હાલી હતી વ્રજબાળ રે.      ,,
ગાયો ચારીને ઘેર ગોવિંદ આવતા જી,
ગોપી પાસેથી લેતા મહીના દાણ રે.      ,,
ખાંધે કામળિયાં ને હાથે લાકડિયાં જી,
ગાયો તણા થાતા'તા ગોવાળ રે.      ,,
આણી તીરે ગંગા વારિ, પેલી તીરે જમના જી,
વચમાં ગોકુળિયું રૂડું ગામ રે.      ,,
નેડો લગાડી વ્હાલા વિખૂટાં ના કરિયે જી,
શ્યામ સ્નેહી ના છેતરાય રે.      ,,
બાઈ મીરાં કહે છે પ્રભુ ગિરધર નાગર જી,
આવી પડી છું ચરણે માંહી રે      ,,

( ૭ )

આવો આવો જશોદારા લાલ, માખણ ખાવાને
કનક કટોરે અમૃત ભરિયો, મિશ્રી ભરિયો થાલ;
ઊભી રહીને જોઉં વાટડી, ક્યારે પધારે નંદલાલ.
ઊંચાં મંદિરિયાં મારા શ્રીજીનાં, નીચે અટારી મારી રે;
થારે મંદિરિયે મૂં નથી આવું, થૂં છે ન્યારો ધુતારો રે.
અબ તો પ્રભુ મોંડા નાય મિલો તો પ્રાણ તજું નિરધાર;
**મીરાં** કે પ્રભુ ગિરધર નાગર, ચરણકમલ બલિહાર.

( ૮ )

આંગણીએ વળાએ, વારી જાઉં રે.
આરતી ઓવારું ને વદન નિહાળું, જો જો મુખ ઓચરીએ
તમ કરતાં વહાલું નથી કોઈ, તમ વિણ ભૂલા ફરીએ.
**મીરાં** કહે પ્રભુ ગિરિધર નાગર, ચરણકમલ ચિત્ત ધરીએ.

( ૯ )

ઉપાડી ગાંગડી વેઠની રે, કેમ નાંખી દેવાય?
એ છે રણછોડરાય શેઠની રે, કેમ નાંખી દેવાય?.
એ છે શામળશા શેઠની રે, કેમ નાખી દેવાય?
ઉન્હી ઉન્હી રેતીમાં પગ તપે છે: લૂ વાય છે જેઠ માસની રે:
કેમ નાંખી દેવાય?—
બાઈ **મીરાં** કે પ્રભુ ગિરધર નાગર, રહે લાગી છે મને ઠેઠની રે:
કેમ નાંખી દેવાય?—

( ૧૦ )

એ નો કામણિયા મારા બાળીડા જાણે,
દુજા કામણિયા મારી નજરે ન આવે.
ગિરધારી રે તારી ગત ન્યારી, વહાલા !
ઇંડામેં જીવ મંનો કાંહાંથી આવે ?
જંતરમંતરની જૂઠી બાજી,
ગોડ વિદ્યામેં ગોતા કોણ ખાવે ?
મંમારસાગર વહાલા ! બહુ જલ ભરિયો,
જલમેં માછલિયો મંસો ! કયા ખાવે ?
કાગળિયાના કોરા કટકા લખીને રે,
રાધાના વર મારી નજરે નં આવે.
જડીબુટીનાં જોર નહીં ચાલે રે,
નાડીના વૈદ મારી નજરમાં ન આવે.
બાઈ **મીરાં** કહે પ્રભુ ગિરધરના ગુણ,
દાસી તમારી દુઃખ બહુ પાવે.

( ૧૧ )

એ મોરલી શીદ વાય, રે ધુતારા વહાલા.
એ મોરલી મારે મંદિરે સુણુયે, કાળજડું છેદાય.
સાહેલી જળ ભરવા ગયાં'તાં, કાનુડો પાલવે ગ્રુમાય.
પર ઘર વાત પડી પરસોતમ, મહિયરમાં ન જવાય
**મીરાં** કહે પ્રભુ ગિરિધર નાગર, ચરણકાળ ચિત્ત લાય.

( ૧૨ )

એક દિન મોરલી બજાઈ, કનૈયા એક દિન મોરલી બજાઈ.
મોરલીના નાદે મેરો મન હર લીનો, ઓભકી સુરતા ઉઠાઈ.
ગૌઆ તો સબ ધાસ ના ખાવે,... ... ... ... ... ...
શર્વરી તો થણી સ્તંભ ભાઈ હે, ચંદ્ર ગયો છુપાઈ રે.
મેઘઘટા ઘટ થઈ રહી છે, બાદરી કારી ગૈ પાડી રે.
**મીરાં** કે પ્રભુ ગિરધરના ગુણ, ચરણકમળ ચિત ધાઈ રે.

( ૧૩ )

ઓ બાઈજી મારાં, બડભાગી છે મોર.
નણંદબાઈ ! બડભાગી છે મોર.
ઊડી ઊડી મોર કુંજન પર બેઠો, બેઠો છે અંગ મરોડ.
મોરકી પાંખકો મુકુટ બનત હૈ, જો શિર ધરે નંદકિશોર.
દાદુર મોર બપૈયા બોલે, કોયલ કરે રે કલશોર.
બાઈ **મીરાં** કે પ્રભુ ગિરધર નાગર, હરિચરણાં ચિતચોર.

( ૧૪ )

કર ગયો કર ગયો કર ગયો,
મેરો મનવો ઉદાસી કર ગયો.
મારા આંગણિયામાં કંકુનાં પગલાં,
સૂના મંદિરિયામાં કર ગયો.
જરકસી પાઘ કેસરિયા વાઘા,
કાને તે કુંડળ ઝળ ઝળ્યો.
ખાંધે કામળિયા ને હાથે લાકડિયાં,
જમુનાકો નીર ઊનગ ગયો.
બાઈ **મીરાં** કહે પ્રભુ ગિરધરના ગુણ,
મોરલીમાં મન મારો હર લિયો.

( ૧૫ )

કરવો એ ગજરો, કાયાફૂલનો ગજરો,
પીઆદનકો કરવો ગજરો.
આ કાયાવાડીના ય ફૂલ કરમાવા લાગ્યાં,
પ્રાણી, લૂંટવાને લાગ્યો વેરી બોલો જમરો.
આ બારે અટારીએ ઝાંખો ઝરૂખો રાણી,
વસમો લાગે આથમનો દીવડો.
આ પ્રીતું કરી અમને કાં તરછોડો,
પ્રાણી, જોને વિચારી તારો જૂનો પીંજરો.
બાઈ **મીરાં** કહે પ્રભુ ગિરધરના ગુણ,
પ્રાણી, સાચે દિલે સીતારામને સમરો.

( ૧૬ )

ફરમન કાળા, કાળા કહાન હરિ રે,
આવો મથુરામાં વહેલા વળી રે.
આ અમૃતભોજન મારા નાથ સારુ કરિયાં,
જમવા આવોને મારા સ્વામી ધણી રે
વૃંદાવનમા કહાને રાસ રચાવ્યો,
સોળસેં ગોપીમાં ખેલે કહાન હરિ રે.
જમુનાને તીરે વહાલો ગોધણ ચારે,
મોરલી બજાવે પેલો કહાન હરિ રે.
બાઈ **મીરાં** કહે છે પ્રભુ ગિરિધર નાગર,
કાનુડાની મોરલી મેં તો બહુત સુણી રે.

( ૧૭ )

કરિયા કામણ અમને કંઈ કંઈ કંઈ, કાનુડે અમને
કરિયાં કામણ કંઈ કંઈ કંઈ.
જ્યા જોઉં ત્યાં નજરે નિહાળું
નાથ વિના બીજું નહીં નહીં નહીં.
પ્રેમકૂવામા અમને ઊંડાં ઉતાર્યાં,
દિલથી દિલામા રૂડા દઈ દઈ દઈ.
બાઈ **મીરાં** કહે પ્રભુ ગિરધરના ગુણ,
રુદિયામાં છબી એની રહી રહી રહી.

( ૧૮ )

કહાનજી વિના કેમ ચાલે, માડી મને કહાનજી વિના કેમ ચાલે !
ગૌ હેરાવા હું રે ગઈ'તી, કરમદાં વીણી વીણી ઘાલે.
કાચાં પાકાં ને મોઠાં મધુરાં, વીણી વીણી મુખમાં ઘાલે.
ગોકુળથી વૃંદાવન સીધાવ્યાં, જઈ મથુરામાં મહાલે.
**મીરાંબાઈ** કહે પ્રભુ ગિરધર નાગર, બોલડા હૈયામાં સાલે.

( ૧૯ )

કહાન વરે તો કુબજાને જાય રે,
ગોકુળિયાને ઘેલું કરીને; બ્હેની મારા પ્રાણ હરીને.
મથુરાંને મારગે લાલનાં ચાલતાં,
એક વાર આવો દીનાનાથ રે, મોહન વર રે પાછા ફરીને.
મામા તે કંસને મળવાને જાવું,
વળતી વળશું તો રહીશું રાત રે, સાંભળ ગોપી નિશ્ચય ધરીને.
નહીં આવો તો હરિ ઠવથી જઈએ અમે,
નિશ્ચે મરીશું મહારાજ રે, આતમહત્યા દેઈશું હરિને.
**મીરાં** કહે પ્રભુ ગિરિધરના ગુણ,
બેળા વસોને ભગવાન રે, વિઠ્ઠલ વર રે વરીને.

( ૨૦ )

કાનુડે તે ઘેલડા કીધલાં જી.
મહીની મટૂકી લીધી વહાલે ટૂંકી, ગોરસ હમારડાં પીધાં જી.
મા ને બાપની માયા મુકાવી, પોતાનાં હરિએ રે કીધાં જી.
વૃંદાવનની કુંજગલનમે, કારજ અમારાં સીધ્યાં જી.
**મીરાં** કે પ્રભુ ગિરધર નાગર, તન મન અમારાં લીધા જી.

( ૨૧ )

કાનુડો મિત્ર અમારો, રાણાજી ! પેલો કાનુડો મિત્ર અમારો.
વૃન્દાવનની કુંજગલીમાં, મોહન મોરલીવાળો,
આ રે નેણાં બીચ એસો હી રાખુ, જૈસે પૂતલી બિચ તારો,
**મીરાં** કહે પ્રભુ ગિરધર નાગર, જીવણ પ્રાણ અમારો.

( ૨૨ )

કામણ કીધાં કાનુડે, મારું મન મોહ્યું મા'વે.
મન મોહ્યું મા'વે, દૂજો મારી નજરુંમાં નાવે. કામણ૦
બંધવ વિના જેવી બેનડી, તેને ભોજન ન ભાવે. કામણ૦
વૃંદાવનમાં રચ્યો રાસ ત્યાં કાનુડો નવ આવે. કામણ૦
સોળસો ગોપીનાં મંદિર તજી, ઘર કુબ્જાને જાવે. કામણ૦
બાઈ **મીરાં** કહે ગિરધરના ગુણ, ચોરાસી ફરી ના'વે. કામણ૦

( ૨૩ )

કીરપા કરજો અબા ! આજ મને કીરપા કરજો.
બારેગત્રીસી રસોઈ કરું મા ! મોકો ભાવે જમવા.
ચોસઠ જોગણી ટોળે વળી મા ! આવજો ગરબે રમવા
**મીરાં** કહે પ્રભુ ગિરધર નાગર, શુભનિશુભને દમવા.

( ૨૪ )

કુબજાનો શિખાવ્યો મુને લૂટે, તમે લૂંટો છો વ્રજરાજ આજ.
પચરંગી પાઘ કેસરિયા વાઘા, કમર કસી ના છૂટે.
મોરમુકુટ શિર છત્ર બિરાજે, કુંડળ ઝબકે ખૂટે.
ધીરેસે હાથ મત ડાલો મોહનજી, નથ દોરડો ત્રૂટે
બાઈ **મીરાં** કહે પ્રભુ ગિરધરના ગુણ, મટીની મટૂકી મારી ફૂટે.

( ૨૫ )

કઈ પેરે સમજાવું રે, મન ! તને કઈ પેરે સમજાવું ?
સોનું હોય તો શુદ્ધ કરાવુ, જંત્રને તાર જડાવુ.
લોહુ હોય તો એરણ ઘડાવું, ઘડીને ઘાટ લગાવું.
ઈડા પિંગળા સુષુમ્ણા ધમાવું, તનન [illegible] પડાવું.
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, હરિચરણે ચિત્ત લાવું.

( ૨૬ )

કે દી'ની કહું છું કેડો મેલ રે, પર ધરીએ જા મા રે.
જળ રે જમુનાનાં નીર ભરવાને ગ્યાં'તાં અમે,
મહાવે લગાડી મોહનવેલ રે.
પર નારી વિષ કેરી વેલ છે રે હો,
પર ઘરીએ જા મા રે.
સઘળું કુટુંબ રે તારું વઢવાને લાગ્યું,
પછીને કરશે તું જા વેર રે.
તાંબાપિત્તળની તારે ઘાણિયું કરાવે,
પીલીને કાઢશે તું જા તેલ રે.
બાઈ **મીરાં** કહે છે પ્રભુ ગિરધરના ગુણ,
રેહી ગઈ છે હૃદિયા સુધી રેલ રે.

( ૨૭ )

કેને પૂછાં, કેને રે પૂછાં, શામળિયાના સમાચાર બાઈ કેને રે પૂછાં !
આડા રે ડુંગર પહાડ ઘણા રે, વ્હાલા ! વા'લીડા વસ્યા દરિયાપાર.
નેણ ઝરે ને કંચ્છવા ભીંજે રે, વ્હાલા ! હરખે ન ટૂટે માળ્યો હાર.
સૂતાં તો મ્હાને નિંદ્રા ન આવે, વ્હાલા ! એ જગતડાનાં જંજાળ.
બાઈ **મીરાં** કહે પ્રભુ ગિરધરના ગુણ, હરિચરણમે મારો ધ્યાન.

( ૨૩ )

કીરપા કરજો અંબા! આજ મને કીરપા કરજો.
બારેગત્રીસી રસોઈ કરું મા! ભોજે ભાવે જમવા.
ચોંસઠ જોગણી રોળે વળી મા! આવજો ગરબે રમવા.
**મીરાં** કહે પ્રભુ ગિરધર નાગર, શુંભનિશુંભને દમવા.

( ૨૪ )

કુબજાનો શિખાવ્યો મુને લૂંટે, તમે લૂંટો છો મહારાજ આજ.
પચરંગી પાઘ કેસરિયા વાઘા, કમર કસી ના છૂટે.
મોરમુકુટ શિર છત્ર બિરાજે, કુંડળ ઝબકે ખૂંટે.
ધીરેસે હાથ મત ડાલો મોહનજી, નથ દોરડો ટૂટે.
બાઈ **મીરાં** કહે પ્રભુ ગિરધરના ગુણ, મહીની મટૂકી મારી ફૂટે.

( ૨૫ )

કેઈ પેરે સમજાવું રે, મન! તને કેઈ પેરે સમજાવું?
સોનું હોય તો શુદ્ધ કરાવું, જંત્રને તાર જડાવું.
લોહું હોય તો એરણ હથોડે, ગ્રહીને ઘાણ લગાવું.
ઈડા પિંગલા સુષુમ્ણા ધમાઉં, તનન ાપલા પડાવું.
**મીરાં** કહે પ્રભુ ગિરિધર નાગર, હરિચરણે ચિત્ત લાવું.

( ૩૦ )

કોણ તારું છે સાચું, સંસારિયામાં કોણ તારું છે સાચું !

કાયા માયા સુત નારી, ખોટામાં થયો ખુવારી,
ગાયા નહી ગિરધારી રે.

મનગમતો તું તો મહાલ્યો, ચોરનો મારગ ઝાલ્યો,
પાપીડાંને સંગે ચાલ્યો રે.

કૂડું કૂડું કામ કીધું, તેને સાચું માની લીધું,
અંતકાળે દુઃખ દીધું રે.

છતી બાજી હાર્યો જાણી, મુખે બોલ્યા મિથ્યા વાણી,
ધાન્ય કીધું ધૂળધાણી રે.

વિષવેલા વ્હાલા કીધા, ઝેરના પીઆલા પીધા,
પ્રભુને વિસારી દીધા રે.

ધરધંધે ઘેરી લીધો, કામિનીએ વશ કીધો,
મીરાં કહે તને દગો દીધો રે.

( ૩૧ )

ગણપતિ નમો રે નમો, જય જય ગણપતિ નમો રે નમો.
સરસ્વતી સહાયક ગણપતિ દાયક, મોદક લાડુ જમો રે જમો.
તીન લોક કે તુમ હો દાતા, અવગુણ મારા ખમો રે ખમો.
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, ભક્ત ઉદ્ધારણ તમો રે તમો.

( ૨૮ )

કેસરિયો પરણાવ રે, માડી મારે એ વર રૂડો.
વૃંદાવનને મારગ જાતાં, દીઠે છે જોડાજોડ રે.
મોર મુગટ ને કાને રે કુંડળ, અણિયાળા લોચન રે.
પાયે પિયુછ મોજડી પહેરે, ખીટલિયાળા કેશ રે.
બાઈ **મીરાં** કહે પ્રભુ ગિરધરના ગુણ, શામળિયો વર રૂડો રે.

( ૨૯ )

કોણુ જાણે રે બીજો કોણુ જાણે,
મારા હાલ તો ફકીરી માવની વિના ?
હરદમ ઉમિયાછના હૈડામાં હરખુ, વહાલા !
નારાયણુ નામની મુને લેહ તો લાગી.
કુબુદ્ધિડા કાઈ નવ જાણે હરિની ભક્તિમા વહાલા !
સમજ્યા વિનાનું નોખું નોખું તાણે રે
બાઈ **મીરાં** કહે છે પ્રભુ ગિરધર નાગર, વહાલા !
અતર રાખ્યું હરિ તારે બહાને રે.

( ૩૦ )

કાણુ તારું છે સાચું, સંસારિયામાં કાણુ તારું છે સાચું ?
કાયા માયા સુત નારી, ખોટામાં થયો ખુવારી,
ગાયા નહી ગિરધારી રે
મનગમતો તું તેર મહાલ્યો, ચોરનો મારગ ઝાલ્યો,
પાપીડાંને સંગે ચાલ્યો રે.
કૂડું કૂડું કામ કીધુ, તેને સાચુ માની લીધુ,
અંતકાળે દુઃખ દીધુ રે.
છતી બાજી હાથેથી જાણી, મુખે બોલ્યા મિથ્યા વાણી,
ધાન્ય કીધુ ધૂળધાણી રે
વિષવેલા વ્હાલા કીધા, ઝેરના પીઆલા પીધા,
પ્રભુને વિસારી દીધા રે
ધન્ધ ધિ ઘેરી લીધો, કામિનીએ વશ કીધો,
**મીરાં** કહે તને દગો દીધો રે.

( ૩૧ )

ગણપતિ નમો રે નમો, જય જય ગણપતિ નમો રે નમો.
સરસ્વતી સહાયક ગણપતિ દાયક, મોદક લાડુ જમો રે જમો.
તીન લોક કે તુમ હો દાતા, અવગુણ મારા ખમો રે ખમો
**મીરાં** કે પ્રભુ ગિરધર નાગર, ભક્ત ઉદ્ધારણ તમો રે તમો.

( ૩૨ )

ગાય લાવી દ્યોને મારી ગોતી ગોતી, વ્રજવાસી ગોવાળિયા !
ગાય લાવી દ્યોને મારી ગોતી.

ક્હાના ગોવાળિયા ! તમને ભળાવી'તી; હવે કેમ કહો છો ગાય નહોતી ?
આંખે છે આંજણાં ને મોઢે છે મૂંઝણી, હૈયા મમાણી ગાય હોતી.
સોના શીંગડીએ ને રૂપાની ખરીએ, હીરલાની દોરીએ હોતી.
હાથે છે ચૂડલો ને ગોઠણમાં ઘીંણીઓ; લટકે શું માવડી દોહતી.
માખણનો પિંડો હું તો મોટો ઉતારતી; હળવે શું મહીડાં વલોવતી.
ગોકુળ જોયું ને વૃંદાવન જોયું; જમના–તીરે ગાય નહોતી.
બાઈ **મીરાં** કહે પ્રભુ ગિરધરના ગુણ, ગાય આપતી'તી સાચાં મોતી.

( ૩૩ )

ગિરધારી રે, અમને ઘેલાં કરીને ના જાશો રે ગિરધારી.
મેવા બહુ નામી રે અમને, માયા લગાડી મત જાશો રે.
તમારે અમારે પ્રીતડી વાલીડા, તમારે અમારે નેડો લાગ્યો રે.
ત્રાગડો હોય તો તોડીએ વાલીડા, પ્રીત છોડી કેમ જાય રે ?
ગોકુળ ગામની ગોવાલણી, મથુરા નગરમાં ઘેલાં કીધાં રે.
કૂવો હોય તો ગાળીએ વાલીડા, સમદર ગાળ્યા કેમ જાય રે ?
ખેતર હોય તો ખેડીએ વાલીડા, ડુંગર ખેડ્યા કેમ જાય રે ?
પોપટ હોય તો પાળીએ વાલીડા, કાગ પાળ્યા નવ જાય રે.
ઊંડા જળની માછલી વાલીડા, પલકમાં નીકળ ગઈ બારી રે.
વૃંદાવનમાં રાસ રચ્યો છે વાલીડા, મોરલી વાગે પ્યારી રે.
બાઈ **મીરાં** કહે પિયા ગિરધર નાગર, ચરણકમળ પર વારી રે.

( ૩૪ )

ઘડી ના સોહાય રે, ઓધા ! મને હરિ વિના.
શ્યામ વિના મને સૂનું લાગે, સૂનાં મંદિર ખાવા ધાય.
જળ વિના જેમ મીન જ હોયે, તલપ તલપ જીવ જાય.
**મીરાં** કહે પ્રભુ ગિરિધર નાગર, ચરણકમળ ચિત્ત લાય.

( ૩૫ )

ચાલને વૃંદાવન જઈએ, રાધે પ્યારી ! ચાલને વૃંદાવન જઈએ.
જલ જમુનાનાં શીતલ પાણી, ચંદન લઈને ઘસીએ.
વૃંદાવનની કુંજગલનમાં, તાળી દઈને હસીએ.
**મીરાં** કહે પ્રભુ ગિરધર નાગર, મોરલી બજાવી રંગરસિયે.

( ૩૬ )

ચાલ સખી ! વૃંદાવન જઈએ જીવણ જોવાને.
મહીની મટુકીઓ માથે લઈ.

શ્યામસુંદરને ભાવે ભેટજો,
તેણે દુ:ખડાં સહુ શમાવશે રે.

**મીરાં** બાઈ કે પ્રભુ ગિરધર નાગર,
માવજી મારગમાં આવશે રે.

( ૩૭ )

ચાલ મળી વૃંદાવન જઈએ, મોહન ખેલે હોરી.
સરખા મયાણી નેવનેવડી, મળી છે બંમર બોળી.
ચુવાચંદન ઓર અરગજ્જ, ગુલાલ લીએ ભર ઝોરી.
બાઈ મીરાં કે પ્રભુ ગિરધરના ગુણ, મિલી જાવન ટોળી.

( ૩૮ )

છાનોમાનો આવે કહાન, પાછલી જ રાતે રે.
વેણુમાંહે બેરવ ગાનો, આવે તે પ્રભાતે રે.
મમ ખાઈને સુતી હતી, નહીં બોલું હરિ સાથ રે.
દ્વાર ઉઘાડી પાયે લાગું, મોરલી કેરા નાદે રે.
એવું સુખ મેં કદી નવ દીઠું, નંદજીના રાજે રે.
દાસ મીરાંનો સ્વામી મળીઓ, આહીરડાંની જાતે રે.

( ૩૯ )

છે ને ધુતારી રે, પેલી છેને ધુતારી રે,
મથુરામાં કુબ્જા છે ને ધુતારી.
મથુરામાં જાદુ નો આડી ફરે છે, વહાલા !
વિઠ્ઠલ રાખો એને વારી રે.
ઊંચા ઊંચા મોહોલ વહાલા ! એના દેશ છે,
બેડી ઝરૂખે એ નો બારી રે.
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર વહાલા !
હરિના ચરણકમલ પર વારી રે.

( ૪૦ )

જાઓ મા, જાઓ મા, રે મારા વહાલા, મથુરામા જાઓ મા.
માધો રે પુરીનો લોક ઠગારો, વિશ્વાસે તેને તમે ધ્યાવો મા.
ઓલે પારે ગંગા ને પેલે પારે જમના, બીચમેં બાંસુરી બજાવો મા.
કંસ રાજાની કુબ્જા દાસી, જૂઠડા મમ શીદ ખાઓ મા ?
**મીરાં** કહે પ્રભુ ગિરિધર નાગર, અમૃત પાઓ, વિષ પાઓ મા.

( ૪૧ )

જાય છે, જાય છે, જાય છે રે,
મારો વહાલો મથુરાં જાય છે.
વહાલાવિયોગે ગોપી વ્યાકુલ ફરે છે,
સૂનાં મંદિર ખાવા ધાય છે રે.
હાથમા લાકડિયાં, ખભે કામળિયાં,
મારો વહાલો ગોવાળિયો થાય છે રે.
**મીરાં** કે પ્રભુ ગિરધર નાગર,
ચરણકમળ ચિત્ત ચ્હાય છે રે.

( ૪૨ )

જાવું છે એક દહાડે, આવો મોંઘા મૂલનો મનખો મેલીને.
ઉછીનું તારું કેટલુંક ચાલે પ્રાણી, ખોળિયું લાવ્યો છે માગી ભાડે.
દરિયા ડુંગરનો ભાર ન ઝીલે, હરિનાં વળાવ્યાં કોણ વાળે ?
માતા રુએ તારી ઝાંપા સુધી, બાંધવો વળાવી ઉજડ પાડે.
**મીરાં** કહે પ્રભુ ગિરધરના ગુણ, કાસા બાંધી છે કાયા તારે.

( ૪૩ )

જોગી ! તેરા સંગડા ના છોડું, મેરે લાલ
લાલ ! મેરે દિલમેં, અબધૂ, લગી રે બેરાગણુ;
જોયું મેં તો જાગી રે—

ધૂણીના તાપ્યા, સંતો ! તપીઆ ના કહેના રે
મનવા જેણે ના તાપ્યા, મેરે લાલ. —લગી રે૦

ઈંદ્રોના જીત્યા, સંતો ! જીત્યા ના કહેના રે
મનવા જેણે ના જીત્યા, મેરે લાલ. —લગી રે૦

કપડાં બે રંગ્યાં, સંતો ! અંગીઆં બે રંગ્યા રે
મનવા જેણે ના રંગ્યા, મેરે લાલ. —લગી રે૦

કોણુ તેરી માતા, અબધૂ, કોણુ તેરે પિતા રે ?
કઈ રે નગરીમેં તેરા વાસા ? મેરે લાલ.—લગી રે૦

શંકર પિતાજી મેરે, ગૌરો મેરી માતા રે
કૈલાસપુરીમેં મેરા વાસા, મેરે લાલ. —લગી રે૦

માગીને ખાના, સંતો ! ભીખીને ખાના રે
ટુકડેમેંસે ટુકડા દેના, મેરે લાલ. —લગી રે૦

રોહીદાસની ચેલી રે, બાઈ મીરાં બોલિયાં રે
મારા સંતોનાં અમરાપુરમાં વાસા, મેરે લાલ—લગી રે૦

( ૪૪ )

ઢૂંકડું, મહારાજ ! વૈકુંઠ ઢૂંકડું.
ચોરી ચિત્ત ન લાવીએ, જીભે ના કરીએ આળ;
જળ મધ્યે થૂંકીએ નહીં રે, ના દીજે ગુરુને ગાળ. વૈકુંઠ૦
પુણ્ય દાન નીમ આચરે રે, તીરથ કરવા જાય;
માબાપની સેવા કરે તો, તે નર સે'જે વૈકુંઠ જાય. „
પીપળ પૂજ્ય પૂજીએ રે, ભૂખ્યાંને આપીએ અન્ન;
બાઈ મીરાં કહે ગિરધરના ગુણ, તે જન સાધુજન. „

( ૪૫ )

તમે શું કીધું ગીતા ગાઈને ?
ધિક ધિક છે પંડિતાઈને.
પર પરમોદે આપને શોધે, ડૂબ્યો છે તૃષ્ણા-તળાઈમેં.
ઘરને છાઓ મંડીમેં બૈઠો, કીનો ભંડારો ઉગાઈને.
ભગવતરો તું રાખ ભરોસો, ત્રિવિધ તાપ મિટાઈને.
મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ, ચિત્ત ચરણોમેં લાઈને.

( ૪૬ )

તુજ વણુ મારી કોણુ ખબર લે ગોવર્ધન ગિરિધારી.
મોર મુગટ પીતામ્બર સોહે, કુંડલની છબી ન્યારી.
પાણીની ઉપર પાજ બંધાવી સેના નેં પાર ઉતારી.
ભરી સભામાં દ્રૌપદી પોકારે, લજ્જા તે રાખી મુરારિ.
વૃંદાવનને મારગ જાતાં, મળિયા છે મોહન મોરારિ.
વૃંદાવનમાં રાસ રચ્યો છે, સોળસેં ગોપીમાં મહાલે.
જમુનાકે નીર તીર ધેનુ ચરાવે, બંસી બજાવી નંદલાલે.
વૃંદા તે વનની કુંજગલીમાં, ખેલે રાધા નારી.
મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણુ, ચરણકમલ બલિહારી.

( ૪૭ )

તુને મારો કહાન બીગાડ્યો, પાડોસણુ.
પાવ પલક ઘડી ઘરમાં ન રહેતો, કામકાજથી ટાળ્યો.
આવડું કામણુ ક્યાં શીખી આવી, કહાન મૂરખ કર ડાર્યો.
મારે રે કહાન સાથ લહેણું હતું, તારે કાજ શું પાયો?
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, પ્રેમ દીઠો ત્યાં પધાર્યો.

( ૪૮ )

તું તો આવને સહિયર મારી ગાવલડી દોહવા:
મિષે મિષે મોહનજીનું મુખડલું જોવા.
સાંજ સવારે મધ્યાહ્ન કાળે, ધારા નવ ચૂકે;
કામધેનુનું દૂઝણું કોઈ કાળે ના ખૂટે.
દૂઝણામાં મોજ ઘણેરી; જાણે તે માણે;
બાખડલીનાં દૂધમાં તો જમે તે જાણે.
જેને સંપત શામળિયાની, તેને શી ખોટ !
બાઈ **મીરાં** કહે પ્રભુ ગિરધર નાગર, મોટી તારી ઓથ.

( ૪૯ )

દાઝેલ દિલના, રાણા ! છે અમે દુખિયા.
છે દુખિયા રે અમે નથી સુખિયા,
શામળો મળે તો અમે થઈએ સુખિયા.
સંસારસાગર રાણા મહાજળ ભરિયો,
ભાઈ, થોડા જળના છે અમે મછિયા.
ચુન ચુન કલિયું રાણા સેજ બિછાવો,
જઈ સેજ પલંગે તમે સુખિયા.
પરદેશી સાથે હંસા પ્રીતું ન કરીએ.
ભાઈ, રોઈ રોઈ અંખિયાં થઈ રતિયાં.
બાઈ **મીરાં** કહે છે પ્રભુ ગિરધરના ગુણ.
જનમ મરણ હરિને હાથે લખિયાં.

( ૫૦ )

નવ લખ ધેનુ બાબા નંદ ઘેર દુઝે.
પ્રેમના પિયાલા ભરી પી જાઓ મીઠી મોરલીવાળા રે
માટ તો રોકેલો મારો, લઈ જાઓ જશોદાયા નાયા રે

કાલે વઢ્યા'તા તેનો ધોખો ન ધરીએ,
આજ તો આવો છો તેવુ ફરી જાઓ

મહીડા પીવાને તમે મંદિરે પધારો,
દસવીસ દહાડા મોહોલે રહી જાઓ

બાઈ **મીરાં** કહે છે પ્રભુ ગિરધર નાગર,
પ્રીત કરો તો પ્રભુ સંગે લઈ જાઓ

( ૫૧ )

નહી કરીએ રે નેહડો, નુગરાથી નહીં કરીએ રે.

માસુ અપૂતી મારી નણંદ ધૂતારી વહાલા,
મોકલડીઓમા બળી મરિયા.

આણી કોરે ગંગા વહાલા, પેલી કોરે જમના,
આસુની સંગાથે અમે જળ ભરિયા

બાઈ **મીરાં** કહે પ્રભુ ગિરધર નાગર,
વર તો વિઠ્ઠલરાય વરિયાં.

( ૫૨ )

નહી દઉં, નહી દઉં, નહી દઉં રે,
કહાના ! આજે તમને દાણુ નહી દઉં.
તારો જુલમ તે હુ કેમ સહું રે, કહાના !
આવડો જુલમ શો રે કરે છે ? મારી પૂઠે પૂઠે ફરે છે રે.
લાખ ટકાનુ ગોરસ મારુ, વેપાર કરીને ખોટ કેમ સહું રે ?
પાધરે મારગ જાઓ પાતળિયા, ઝાઝું કરશો કંસને કહુ રે
**મીરાં** કહે પ્રભુ ગિરધર નાગર, ચરણકમળ ચિત્ત હું રહું રે.

( ૫૩ )

નહી બાધુ મીંઢળ બીજાના, મીંઢળ નહી રે બાંધુ,
હુ તો પરણી મારા પિયુજીની માથ.

જ્ઞાનનો ગોળ ગુરુએ મુખ માંહી દીધો,
પ્રેમની ઘાલી વરમાળ.

મન–પવનનો ગુરુએ માંડવો બંધાવ્યો,
તનડાનાં બાંધ્યાં છે તોરણ.

સત્યના કંકણ મારા ગુરુજીએ બાંધ્યા,
એનો કોણ છોડાવણહાર.

ધર્મના ધોરી મારા પ્રસન્ન જાનૈયા,
હું તો અમર પામી ભરથાર.

બાઈ **મીરાંને** મીંઢળ છે શ્રી રામના,
દેજો તમે માધુ ચરણે વામ.

( ૫૪ )

નાથ તમે તુલસીને પત્રે તોલાણા.
એવા ગુણ કે ગોવિંદના ગવાણા.

બોડાણે બહુ નામીને સેવ્યા, જે બોલડીએ બંધાણા
હેત કરી હરિ ઘેર પધાર્યા, તો જગતમાંહે જણાણા
ગૂગળી વાસે ગોતવા આવ્યા, અધવચથી અટકાણા
વાવમાં વ્હાલો આપે બિરાજ્યા, નો માન કરીને મંતાણા
સોના ભારોભાર મૂલ કરાવી, વાલ સવાએ જોખાણા
બ્રાહ્મણને બોડાપણું આવ્યું, નો ભક્તવત્સલ કહેવાણા.
ગુજરાત મધ્યે રચી રે દ્વારકાં, વેદપુરાણે વંચાણા,
**મીરાં** કહે પ્રભુ ગિરધરના ગુણ, ડાકોરમાં દરમાણા.

( ૫૫ )

ના રે બોલે મેરી માઈ, કહાના, મોસે ના રે બોલે મેરી માઈ.
નહીં કછુ લેના ને નહી કછુ દેના, નહી ઝઘડો ને લડાઈ.
આ રે ગોકુળિયાના લોક ઠગારા, બીજા બધામેં વગોઈ.
જાવ રે ઓધવલાલ, શામકુ મનાવી લાવો, પેરે પેરે સમઝાઈ
બાઈ **મીરાં** કહે પ્રભુ ગિરધરના ગુણ, ચરણકમળ ચિત લાઈ.

( ૫૬ )

ના'વડી ના'વડી ના'વડી રે, તને હરિ ભજ્યાની રીત ના'વડી.
ઓંધો મનખ્યા દેહ તેં તો ધૂળમાં ગુમાવ્યો,
ભારે મારી શીદ માવડી રે ? તને૦
પ્રભુનું નામ લેતાં કદીયે ના આવડ્યું,
નિંદાઓ કરતાં તને આવડી રે. ,,
નથી પૂજ્યા દેવ અને નથી પૂજ્યા દેવતા,
નથી રે પૂજી તેં તો ગાવડી રે. ,,
બાઈ **મીરાં** કહે છે પ્રભુ ગિરધરના ગુણ,
પ્રભુને ભજી લો તમે આ ઘડી રે. ,,

( ૫૭ )

નેહડલો કરીએ કોઈ સાચાની સાથે,
આપણે મળીએ સાંવરિયા વરની સાથે.
હંમલો ને બગલો દોઉ જનમ સંગાથી,
દોઉ મળી ચાલ્યા વાટે;
હંસલાને ચારો રૂડા મોતીનો સોહે,
બગલો ભરમાયો વણી વાતે.
ચોર ને શાહુકાર દોઉ જનમ સંગાથી,
દોઉ મળી ચાલ્યા વાટે.
સાંજ પડી શાહુકાર સો ગયો રે,
એનો માલ ચુરાયો વણી રાતે.
શાહુકાર કહે છે મારો માલ થે ચોરિયો,
બતલાયો તો આયો બાથે.
બાઈ **મીરાં** કહે પ્રભુ ગિરધરના ગુણ,
આપ મળીએ સતગુરુજીની સાથે.

( ૫૮ )

પરણીશું મારા પ્રભુજીની સાથ,
બીજાનાં મીંઢળ નહીં બાંધું છ.

ધરતી પરમાણે મેં તો માંડવો રચાવ્યો ને
તારાનાં તોરણિયાં મેં બાંધ્યાં.

વૃંદા તે વનની મેં તો માળા રચાવી ને
પ્રેમની પીઠી મેં તો ચોળી.

મીરાં કહે પ્રભુ ગિરધર નાગર,
ઘણું એ છવો પરણેતર છ.

( ૫૯ )

પરદેશીડો મિજમાન, કાલે છવ જાતો રહેશે.
ગંદી કાયાનો ગર્વ ન કીજે, ગર્વ કર્યે શું થાય!
ફુલ્યા ફુલ્યા શું ફરો છો? ફુલ્યા તે કરમાય.
મનુષ્ય દેહ તો દેવને દુર્લભ, નાવે વારંવાર;
હાથી ઘોડા માલ ખજાના, પડ્યાં રહે ઘરબાર.
માતપિતા ને કુટુંબ ને, નહીં ચાલે તારી લ્હાર;
મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ, ઊતરો પેલે પાર.

( ૬૦ )

પહેલી પ્રભુશું પ્રીત ન બાંધી, અંતે સંત મનાવે જે.
ઘર લાગ્યું ને કૂપ ખોદાવો, કેમ અગ્નિ હોલવાશે રે ?
ચોરો તો ધન હરી ગયા, પછે દીપકથી શું થાશે રે ?
બાલપણું રમવામાં ખોયું, જોબન જુવતીની જોડે રે;
વૃદ્ધ થયે છૈયાં છોકરાં વહાલાં, મરતાં માગે મુક્તિ મોઢે રે.
સૂકે સરોવરે પાળ ન બાંધી, વારિ ગયું જ્યારે વહીને રે;
શું કરવા પછી પાળ બાંધો છો, સાચી શી સમજણ ગ્રહીને રે ?
તુલસી મંગાવો ને તિલક બનાવો, સાહેબ નામ સુણાવો રે.
**મીરાં** કહે અજ્ઞાની લોકો, ફોકટ ફંદ કરાવો રે.

( ૬૧ )

પાણીડાં હું શી રીતે જાઉં ? મને રોકે રે ઠગારો પેલો કહાન.
આણી કોરે ગંગા વહાલા, પેલી કોરે જમુના,
વચમાં ગોકુળિયું રૂડું ગામ.
ઊંચા મંદિરિયે મારા સસરા ને સાસુ છે,
નીચા મંદિરિયે મારો શ્યામ.
વૃંદાવનમાં વહાલે રાસ રચ્યો છે,
સોળસે ગોપી ને એક કહાન
જમુનાને નીર તીર ધેનુ ચરાવે,
મુખે મોરલીનાં લીએ તાન.
બાઈ **મીરાં** કહે પ્રભુ ગિરિધરના ગુણ,
ચરણકમળ પર ધ્યાન.

( ૬૨ )

પ્રથમે સમરુ શ્રી ગણપતિ દેવા, તમે છો ગરીબનિવાજ રે
ઊંચા રે નીચા દેવળ ચણાવું, ત્યાં તારી મૂર્તિ પધરાવું રે.
તેલ મોગરેલ તને નિત્યે ચઢાવું, દુવાંએ કરું તારી સેવા રે
સીમરી રે ભોગ તને નિત્યે ધરાવું, મોદક ધરાવું તને મેવા રે.
જમણા હાથમાં ફરસી ધરાવું, ઊંદર વાહન ચડવા રે
**મીરાં** કહે પ્રભુ ગિરધર નાગર, સિંદૂરે કરું તારી સેવા રે

( ૬૩ )

ફૂલડાં વીણે રે કાયા–વનમાં,
હો મીરા, ફૂલડાં વીણે રે કાયા–વનમાં
લાગી શબ્દની કટારી મારા મનમાં રે;
હો મીરા, ફૂલડાં વીણે રે કાયા–વનમાં.
વન થકી રે એક પારધી ધુતારે,
મને બાણ મારેલાં તનમાં રે હો મીરાં.
ઘાયલની ગતિ ઘાયલ જાણે,
પેલો નુગરો શું જાણે એના મનમાં રે ? ,,
**રોહીદાસની ચેલી મીરાંબાઈ બોલ્યાં**
મને શામળો મળ્યા'તા સૂરતમાં રે.

( ૬૪ )

બાઈ! અમે પકડી આંબલિયાની ડાળ રે,
જંગલમાંહી એકલી હો જી.

ઓતરે-દખણથી ચઢી એક વાદળી રે,
વરસ્યા બારે મેઘ રે, બીજાની મારે આખડી હો જી.

નદીએ કિનારે બેઠો એક બગલો રે,
હંસલો જાણી કીધી પ્રીત રે, મોઢામાં ઝાલી માછલી હો જી.

ફૂલનો પછેડો ઓઢું પ્રેમ-ઘાટડી રે,
બાઈ મારો શામળિયો ભરથાર રે, બીજાને મારી ચૂંદડી હો જી

બાઈ **મીરાં** કહે પ્રભુ ગિરધરના ગુણ,
મારો પિયુડો પરદેશ રે, ફરુકે મારી આંખડી હો જી.

( ૬૫ )

ભજતો નથી શા માટે શામળાને, ભજતો નથી શા માટે?
એક દિન એવો આવશે રે, જ્યારે જમડા વહેશે વાટે
હરિના નામનો હીરો મૂકી તું બદલે છે કોડી સાટે.
અરથ ગરથ ભંડાર મહુ રહેશે, કોઈ નહીં આવે તારી સાથે.
માતપિતા નિજ બહેની ને બંધુ, મળિયાં તે સ્વારથ માટે.
**મીરાં** કહે પ્રભુ ગિરધર નાગર, ચરણે રાખો દાસ માટે.

( ૬૬ )

ભજન વિના જીવડા દુખી, મન તુ રામ ભજન કરી લે,
જીવ તુ જાયેગો જરૂર, મન તુ રામભજન કરી લે
લખ રે ચોર્યાસી ફેરા ફિરેગો, જીવ જનમી જનમી મરે
માત પિતા તેરા દામ ને બધુ, વાજે કારજ કંઘુ ના મરે
હસ્તી ને ઘોડા માલ ખજાના, ધનભડાર ભર્યો ઘરમે
બાઈ **મીરાં** કે પ્રભુ ગિરધર નાગર, ગરે મેરો ચિત્ત ભજનમે

( ૬૭ )

મધુવનમા રે, ગોકુલમા રે, બનરાવનમા
કોઈ મને કૃષ્ણ મિનાવો મધુ૦
ઢુંઢ ઢુંઢ નગરી બ્રજ ઢૂંઢી રે,
વ્યાકુલ થઈ મારા મનમા રે ,,
ચીર ફાટ્યા ગજે હાર જ, ટૂટ પરી,
નીર ઝરે લોચનમા રે ,,
બાઈ **મીરાં** કહે પ્રભુ ગિરધર નાગર,
આન મિને એક છિનમા રે ,,

( ૬૮ )

મરશે રે માયા ને ગળશે રે કાયા, ટેક જાશે તારો તૂટી
હો રામકૃષ્ણ ભજી લે, જોબન જાય જરા ઝૂટી
સોના મદિર તારા મોન આવાસ, જમના કિંકર લેશે લૂટી
કાચનો કુંપો જેમ જળે રે ભરિયો, સાચવતામા જાશે ફૂટી
બાઈ **મીરાં** કહે જેણે હરિ નવ જાણ્યા, તેના જીવનડામા આગ ઊઠી

( ૬૯ )

મહી લૂટે, મહી લૂટે રે,
મોહન મહી લૂંટે, મહી લૂંટે.
વળગા–ઝૂમી શાને કરો છો ? હાર હૈયાનો તૂટે. મોહન૦
પીઓ તો હરિ પેટ ભરીને, તારે પીધે નહીં ખૂટે. ,,
**મીરાં** કે પ્રભુ ગિરધર નાગર, ચરણકમલ પર ઝૂકે. ,,

( ૭૦ )

મારી મૈંયા રે, મને દુ ખડી રાધાજીને છોડી ગયો,
છોડી ગયો રે કહાનો નાસી ગયો.
હું તો સૂતી'તી વહાલા અમારે મંદિરે હરિ,
આડી કમાડી કહાનો દઈને ગયો
આણી તીરે ગંગા વહાલા, પેલી તીરે જમના હરિ,
વચમાં કાનુડો બંસી બજાવી રહ્યો.
મેં તો જાણ્યો તું વહાલો જનમસંગાથી હરિ,
અધિબચ ધોખો અમને દઈને ગયે.
બાઈ **મીરાં** કહે પ્રભુ ગિરધરના ગુણ હરિ,
ચરણકમળ ચિત્ત દઈને ગયો.

( ૭૧ )

મારું મન મોહ્યુ રે લક્ષ્મીવરને લટકે,
ઘર ખોળ્યું તો ખટકે.
આ તો સંસારીડો છે કૂડો, હરિચરણે ચિત અટકે.
મોર મુકુટ ને કાને રે કુંડળ, પીતાંબરને પટકે.
વૃંદાવનની કુંજગલિનમાં, વેંત વાંસને કટકે.
**મીરાં** કે પ્રભુ ગિરધર નાગર, રંગ લાગ્યો રંગ ચટકે.

( ૭૨ )

મારે મન વિઠ્ઠલ રહ્યો રે વસી.
કાનુડો કાળો નાગ છે રે, મુને કાળજડે રે ડસી
ઓસડિયાં અળગાં કરો રે, મુને શીદને પાઓ છો ઘસી ?
એ પેલા દુરીજન લોકડાં રે, મારી વાત ન જાણે કશી.
**મીરાં** કે પ્રભુ ગિરધર નાગર, તારા ચરણકમળને ધસી.

( ૭૩ )

મારો આતમા રીસાણો, એને કોણ મનાવવા જાય ?
મને ભરજોબનમાં લૂંટી, મામો રીસાવીને જાય.
કાયા તારી દીપ સરીખી, જળહળ જ્યોત જલાય;
પિંજરમાથી પોપટ ઊડ્યો, પિંજર ઝોલાં ખાય.
પાંચ તત્ત્વનું બન્યું પૂતળું, તે કેમ છોડ્યું જાય ?
સરખી સાહેલી ટોળે મળીને, માનિની મંગળ ગાય.
કાચી માટીનો ઘાટ ઘડૂલો, પલમાં ફૂટી જાય;
આ કાયાની પ્રીતડી એવી, પલમાં તૂટી જાય.
સત્ય વચન સાંભળજો સાધુ, કાયામાં નથી કાંઈ;
**મીરાંને** પ્રભુ ગિરિધર મળિયા, ચરણકમળ ચિત્ત રહાઈ.

( ૭૪ )

મુગટને મોહી, કહાન ત્હારા મુગટને મોહી.
વૃંદાવનને મારગ જાતાં, હું ચાલુ નીચું જોઈ.
જળ જમુના ભરવાને જાતાં, રહું વાટલડી જોઈ.
માકરમાંહે શીરો તળ્યો છે, ને ગાવલડી દોહોઈ.
માસુ નણંદ મને કહેશે કુડું, રહીશ આંસુડાં લોહી.
**મીરાં** કહે પ્રભુ ગિરધર નાગર, પીઉં પાવલિયા ધોઈ.

( ૭૫ )

મોહનજી ઘણું ભાવે, મા મને મોહનજી ઘણું ભાવે.
બારીએ જાઉં તો બેઠા દેખું, કહાનજી મંદિર મહાલે.
શેરીએ જાઉં તો સનમુખ આવે, નયને નેહ જણાવે.
વૃંદાવનની કુંજગલનમાં, જ્યાં તેડું ત્યાં આવે.
**મીરાં** કહે પ્રભુ ગિરિધર નાગર, ચરણકમળ ચિત્ત જાવે.

( ૭૬ )

મોહ્યું રે માડી, મારું મન મોહ્યું રે માડી.
માયા લગાડી મોહનજીએ, દાણની રીત કાઢી.
વૃંદાવનની કુંજગલનમાં, મળજો મને દહાડી.
તારે માટે પેલા જનમની, પ્રીતલડી મને ધાડી.
જમુનાનાં જાણે નીર ઉલટ્યાં, પિંડ ગયાં છે ફાડી.
થાળ પૂરી અમે વાટડી જોતાં, જમવા આવો દહાડી.
**મીરાં** કહે પ્રભુ ગિરધર નાગર, ચરણકમળ જાઉં વારી.

( ૭૭ )

મ્હાવાને મા દઈશ, મા મોરી ! મ્હાવાને મા દઈશ:
હું તો ઝીણેરું કાંતીશ, મા હું આછેરું પીલીશ.
ક્ષણમાં નાનો ને ક્ષણમાં મોટો, અકળ કળ્યો નવ જાય;
એની સેવા કેઈ પેર સાધું, હેઠણીઓ નવ થાય.
નવલખ ધેનુ નંદઘેર દૂઝે; મેરુ રવૈયો ગોળી;
એનું વાસીદું કેઈ પેર વાળું, હું તો હૈયાની ભોળી.
ચૌદ લોક એ ા મુખમાં સમાયા, સાત સાગર નવ બેટ;
એનું રાંધણું કેઈ પેર રાંધું, મ્હાવાનું મોટું પેટ.
નાનડીઓ નખ જેટલો, એનો ઢોલિયો ધરણી ન માય;
મીરાં પ્રેહની વ્યાકુળી, મને વારેવારે શીદ વ્હાય.

( ૭૮ )

રાજના દગ ચિતચોર છે રંગબીના, રાધા એ કિશોરી
એ રાધા રાજના.
નેક તો નજરભર આંકો છો જી રાજ ઓ પ્રભુજી,
મેં તો થારા કાળજાની કોર છે.
કોટીને કુ બાણ ખેંચ મારો છો જી રાજ સાંવરિયા,
થે તો મારા જીવના આધાર છો.
યાહી વૃંદાવનકી કુંજગલીમેં,
રંગભર રાસડા રમાવજો.
મીરાં દાસી ગિરધરલાલકી જી ઓ રાજ,
ચરણકમલ ચિતચોર છે.

( ૭૯ )

રાધાને મંદિર હરિ ગયા રે, ચોર્યા નવસેરા હાર—હાર રે.
આલો રે ઈશ્વર માહરો.

રાધા—

સુંદર નારીનો શણગાર, અબળા નારીનો શણગાર;
કામિની કંઠે રે સોહામણો હાર રે.
હારના લેનારા મેં તો ઓળખ્યા રે,
એ છે બાવનવીર.

કૃષ્ણ—

હોય જો લીધા હોય તો ધીજ કરીએ રે,
કરીએ ધીજ ને પતીજ;
નથી રે લીધો રે હાર તાહરો...હાર રે.
રંગ તે મહોલમાં ધૂણીઓ ધખાવો રે,
તાતા ગોળાને તપાવો.
એ રે ગોળાને અમે ઝાલીએ ને કરીએ ધીજ ને પતીજ,
નથી રે લીધો રે હાર તાહરો...હાર રે.

રાધા—

પ્રહ્‌લાદની પત રાખવા રે પૂર્યો સ્તંભમાં વાસ;
હિરણ્યકશ્યપને તમે મારિયો, લીધું નરસિંહ રૂપ.
એ અગ્નિવાળા રે તમને શું કરે !...હાર રે.

કૃષ્ણ—

કાચા સૂતરને ત્રાગડે રે હીંચકો બંધાવો;
તે રે હીચકે અમે હીંચકીએ,
કરીને ધીજ ને પતીજ...હાર રે

રાધા—

કાચા રે સૂતરનો ત્રાગડો રે પ્રભુ તમે રે બનાવ્યો,
બનાવનારા બાવનવીર...હાર રે
પાંગેર અન્ન રે જેને ખાવા જોઈએ,
વજનમાં કશું ન દેખાય...હાર રે.
રોહીદાસની ચેલી મીરાં બોલિયાં,
રાખો ચરણમાં વાસ;
રાખો ચરણોની માંહે રે...હાર રે.

( ૮૦ )

રામનો રામનો રામનો છે અમને ઓળો રામૈયાના નામનો.
અમને ઓળો છે સીતારામનો.
કોઈને ઓળો સગા કુટુંબનો, કોઈને ઓળો ગઢ ગામનો.
કોઈને ઓળો કણકોઠારનો, કોઈને ઓળો માયા દામનો.
રાવણ મારી વિભીષણ થાપ્યો, ગઢ લીધો છે લંકા ગામનો.
બાઈ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, નિશ્ચે ગ્રહ્યો તારા નામનો.

( ૮૧ )

રે લગની તો હરિવરથી લાગી,
મેં તન ધનની આશા ત્યાગી રે.
રે વાત કહું સુણ્ય સાહેલી રે, બળિયો છ ક્રોધ બેલી;
માથું પહેલું પામ ગમાં મેલી.
રે ન ડરું લોકતણી લાજે રે, શિર ઉપર ગિરધર ગાજે;
આ દેહ ધર્યો નટવર કાજે.
બાઈ મીરાં કહે જોગી ઊભા રહો તો, બગડે જીવતર મારું;
હું જીતી બાજી તે કેમ હારું ?

( ૮૨ )

લાગ્યો મારો ગિરધારીશું ધ્યાન, વેરાગણ હું થઈ.
ચાલ્યો જાની ગમાર, તારે મારે શાની સગાઈ ?
ઊભી છે એક નાર, દીઠે જણે દૂબળી;
કાં તો એનું પિયરિયું પરદેશ, કાં તો એને સાસુ લડી.
નથી મારું પિયરિયું પરદેશ, નથી મુને સાસુ લડી.
મારે વરવું વિઠ્ઠલની સાથ, તેની જોઉં વાટલડી.
ડોલરનાં દશ ફૂલ, ચંપા કેરી એક કળી;
મૂરખની સારી રેન, ચાતુરની એક ઘડી.
પર રે નારી સાથે પ્રીત, તલસારાની તાપણી.
ચાઢીને અરપે શીશ, તોય ન થાય આપણી.
સોળ પહેર્યા શણગાર, માથે ઓઢે પાંભડી;
ધણીને દરબાર મીરાંબાઈ બોલ્યાં ઘરભણી.

( ૮૩ )

વર તો વિઠ્ઠલને હું વરી રે,
રાણાજી ! હવે લાજ કોની કરીએ રે ?

ગુરુના વચન અમે કેમ ઉથાપીએ ?
મંતના કહ્યાં કરીએ રે રાણાજી૦

તમથી વડેરુ કોઈ નહીં મારે,
અમે કોનો મલાજો કરીએ રે ? ,,

તિલક છાપ તુલસીની માળા,
હરિએ હાથે દીધી રે. ,,

લોક અમારી નિંદા કરે રે,
અમે ધોખો તેનો ના ધરીએ રે ,,

વરમાળા વનમાળાની પહેરી,
અમે છૂટે છેડે ફરીએ રે ,,

મીરાંબાઈ કહે પ્રભુ ગિરધર નાગર,
મંતને ચરણે તરીએ રે ,,

( ૮૪ )

વહાલા છે રે શ્યામ, માડી મને વહાલા છે રે શ્યામ
વ્રજને વહાના વિઠ્ઠલ રૂડા, સીતાને વહાના રામ
મોરને વહાલો મેહુલો ને સમતીને વહાના મામ
નારદને વહાલી ભક્તિ ને લોભીને વહાલા દામ
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, ચરણકમળ વિશ્રામ

(૮૫)

વહાલાની વાંસળી રૂડી, વનડામાં વાગી.
રૂડી ને રમાળી વાગી, તેણે મારી નિદ્રા ત્યાગી;
સૂતી'તી મંદિરિયામાં, ઝબકીને જાગી.
માળુડાની શુદ્ધ ભૂલી, જાણે હું થઈ છું ઘેલી;
સેંથાને ઠેકાણે ટીલી ચોડી થઈ સોહાગી.
અગાતુ છે મહેણું મારે, લોકનું વગોણું ભારે,
દોહોણું (ને) દુઝાણું મેલી, એની મેર લાગી.
જેનું દિલ જેસું રાજી, તેને તે શું કરશે કાજી ?
મળ્યો'તો **મીરાં**નો સ્વામી, તેણે ભ્રાંત ભાંગી.

(૮૬)

વહાલાને વ્હીલા મેલતાં મારુ માનતું નથી મન;
માનતું નથી મન મારું સનું ભવન.

હરિ મારા હરાડા તે જ્યાં તેડે ત્યાં જાય;
સહિયર ! હાવે શું કરું ? મને વારે વારે વ્હાય !

ઘરમાં તો મને ગમતું નથી, સૂઝતું નથી કામ,
ફટકારીમી ફરતી ફરું, ઢૂંઢું સારું ગામ.

શેરીએ શેરીએ સાદ પડાવું, દીવડા કરું ચાર;
કોઈ ભૂધરની ભાળ બતાવો, આપું એકાવળ હાર.

જેને હૈયે હરિ વસ્યા તેનુ જીવન ધન્ય;
**મીરાં**ના સ્વામી મળ્યા તે તો વસ્યા મારે મન.

( ૮૭ )

વાગે છે રે વાગે છે નારી કાયામાં ઘડિયાલ વાગે છે.
આ રે કાયાના દસ દરવાજા, નીતિની નોબત ગાજે છે.
આ રે કાયામાં બાગબગીચા, ભમરો સુગંધી માગે છે.
આ રે કાયામાં જ્યોત જલે છે, તેજના ઝિંખકાર વાગે છે.
બાઈ **મીરાં** કહે પ્રભુ ગિરધરના ગુણ, સંતો અમરાપુર મહાલે છે.

( ૮૮ )

વ્રજવાસી રે વ્રજવાસી, મોરલીઓવાળો વ્રજવાસી.
વાંસલડીવાળો વ્રજવાસી, નંદજીનો લાલો વ્રજવાસી.
છેલછોગાળો વ્રજવાસી, કાનુડો કાળો વ્રજવાસી.
લાગે મોથી રૂપાળો વ્રજવાસી, વ્રજવાસી રે.

મથુરામાં વહાલે જન્મ જ લીધો,
ગોકુળમાં આવ્યા નાસી. મોરલીઓ.

માતા જશોદા આનંદ પામ્યાં,
અખંડ પ્રગટ્યા અવિનાશી. ,,

મથુરામાં વહાલે મામાને માર્યો,
ગોકુળમાં મારી માસી. ,,

દ્વારકાથી પ્રભુ ડાકોર પધાર્યા,
ડાકોરને કીધું કાશી. ,,

બાઈ **મીરાં** કહે પ્રભુ ગિરધરના ગુણ,
જનમોજનમની હું દાસી. ,,

(૮૯)

ગગણે તારે આવી ઊભી છું, હે ગજા ગણછોડ !
બ્રાહ્મણે દુખ દીધુ અંતરમા, પેલી મદિર દોડ
કેયમ કરી પાછી જાઉં જગતમાં, લાગે મને મોટી ખોડ.
તારી પાસ તુ ગખ માવરા, વિનતી કરુ કર જોડ,
**મીરાં** કહે પ્રભુ ગિરધર નાગર, દેખ તુ મારી ઓર

(૯૦)

શામળિયા વહાલા પાતળિયા રે, મારી સેજ આવોને શામળિયા
લાલને માથે જરિયાળી ટોપી રે વહાલા,
તમને જોવા મળી રે વ્રજની ગોપિયા
લાલને હિંડોળે રેશમની દોરી રે વહાલા,
તમને હિંચોળે રાધા ગોરી.
લાલને કાને હીરા મોતી વહાલા,
તમને ઘૂંઘટ આડે જોતી.
બાઈ **મીરાં** કહે પ્રભુ ગિરધરના ગુણ,
તમે સેજે પધારો રંગરસિયા

(૬૧)

શામળિયા, શામળિયા હો !
શામળિયા ! તું તો અખેમંડળનો વાસી,
હું તો તારી દાસી હો ! ગિરવરધારી.
શામળિયા ! તારે મસ્તક મુગટ બિરાજે,
ઉપર છોગાં છાજે હો ! ,,
રાજ ! તારે કટિ પીતાંબર છાજે,
મધુરી મોરલી વાજે હો ! ,,
શામળિયા ! તું તો પીડારાં સંગે રમતો,
એઠું જૂઠું જમતો હો ! ,,
શામળિયા ! તુંને જમનાને તીરે દીઠો,
મધજો લાગે મીઠો હો ! ,,
શામળિયા ! તારી માયામાં વિશ્વ ડોલે,
બ્રહ્મા સરખા ભૂલે હો ! ,,
શામળિયા ! તું તો વૃંદાવને ગૌ ચારે,
તને દેખી નયણાં ઠારે હો ! ,,
શામળિયા ! બાઈ **મીરાં** દાસી તમારી,
જાય છે બલિહારી હોય ! ,,

( ૯૨ )

શા રે ગુનામાં લૂંટી, વાલમ ! મને શા રે ગુનામાં લૂંટી ?
નથી તમારા મગે ચૂકી વાલમ ! મને શા રે ગુનામાં લૂંટી ?
સામી તે મેડીએ હું હાર પરોવતી'તી, મોતી વેરાયા સેર તૂટી
જલ રે જમનાના હું ભરવાને ગઈ'તી, મટકી ફૂટી ને દોરી છૂટી
બાઈ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ, તો ય પ્રીતિ હજી નથી છૂટી

( ૯૩ )

શી ગત થાશે અમારી ? હરિ ! હવે શી ગત થાશે અમારી ?
આરુ પરું મુને કાંઈ ન સૂઝે, જુઓને દિલમાં વિચારી
ઘરનો રે ધંધો ઘૂમે ઘણેરો, કામ કુટારો ભારી
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, લિયોની અમને ઉગારી

( ૯૪ )

શી ગત થાશે મારી, હરિ ! હવે શી ગત થાશે મારી !
કામકાજ મને કંઈયે ન સૂઝે, વાત કરું છું વિચારી
ઘરધંધાની ધૂન ઘણેરી, કામ કુગારો ભારી
સાસુ નણદ મને મહેણાં દે છે, વહુ મોહન પર વારી
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, શામળી સુરત બલિહારી

( ૯૫ )

શ્રી હરિ ! શ્રી હરિ ! મારી શી ગતિ થશે ?
કોણ ગતિ થશે રે ? શ્રી હરિ ! શી ગતિ થશે ?
ફોકટ જન્મ વૃથા મેં તો ખોયો, વિશ્વંભર પ્રભુ ગયો વિસરી.
અધર્મ પાપ કર્મ બહુ કીનો, પુણ્ય ના કીધું પ્રભુ દેહ ધરી.
ભાલ તિલક કોટે તુલસીની માલા, જગત ઠગ્યો પ્રભુ ફરી ફરી.
**મીરાં** કહે પ્રભુ ગિરધરનાં ગુણ, પ્રભુ ચરણથી હું તરી.

( ૯૬ )

સંસારસાગરનો ભય છે ભારે, માંહે ભર્યો છે બહુ ભાર.
કામ ક્રોધ બે કટાક્ષ ઉમરાવ, મદ મમતા મોહ વાર.
શીલ સંતોષી સઢ ચઢાવો, હરિ નામને હલકાર.
**મીરાં** કે પ્રભુ ગિરધર નાગર, રામ હૃદય–મનમાં ધાર.

( ૯૭ )

સાચું બોલોને મારા શ્યામ રે મોરલીવાળાજી.
કઈ રે નારીએ તમને ભોળવ્યા, એવું કોણ મળી ધુતારી રે ?
રાધારાણીએ અમને ભોળવ્યા, એવી કુબ્જા મળી ધુતારી રે.
પાવલડી રે હરિ કયાં વિસારી, એરી ઘાબલડી કયાંથી લાવ્યો રે ?
વાંસલડી રે પ્રભુ કયાં વિસારી, એવું વેલણું કયાંથી લાવ્યો ?
બાઈ **મીરાં** કહે છે પ્રભુ ગિરધર નાગર, જન્મોજનમ દાસી તારી રે.

( ૯૮ )

સાંભળજો મારી વાત, બાઈ ! તમે સાંભળજોને મારી વાત.
રાધા સરખી સુંદરી ઘરમાં, કુબજાને ઘર જાત.
નવ લખ ધેનુ ઘરમાં છતાં એ ઘર ઘર ગોરસ ખાત.
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, ચરણકમલ પર હાથ.

( ૯૯ )

સીતા કોણે હરી ! ઓ લક્ષ્મણ ! સીતા કોણે હરી !
સીતા હરી પેલા લંકાપતિ રાવણે, ગઈ છે રોતભરી.
કોને સીવડાવું મૃગચર્મની ચોળી, કંઈ એક ખૂણે પડી.
આ પર્ણકુટિમાં મન્યાં છે, તે તો સૂની પડી.
જોગીને વેશે રાવણ આવ્યો, લઈ ગયો લંકા ભણી.
ક્રોધે ભરાઈ લક્ષ્મણજી રે આવ્યા, ખાંધે ધનુષ ધરી.
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, રૈયત સૂનીરે પડી.

## ( ૧૦૦ )

સુંદર મારો શાવરો, મારે ઘેર આવજે વનમાળી.
નાના સુંગધી તેલ લગાઉં, ઊનું ઊનું પાણી મંગાવું;
મારા મનમાં એ હી બસે છે, આપને હાથ ન્હવાવું.
ખીર ખાંડ પકવાન મિઠાઈ, ઉપર ઘીના લાડુ;
મારા મનમાં એ હી બસે છે, આપને હાથ જમાડું.
સોનારૂપાનો ઝૂલો બંધાવું, રેશમનો બંધ બાંધું;
મારા મનમાં એ હી બસે છે, આપને હાથ ઝુલાવું.
**મીરા** કે પ્રભુ ગિરધર નાગર, નિત નિત ધ્યાન લગાઉં.
મારા મનમાં એ હી બસે છે, ચરણકમળ ગુણ ગાઉં.

## ( ૧૦૧ )

સૂરજ ઊગે ને સાધન સાધે,
હા રે તારું ભજન કરે ભજની રે.
હો રસિયાજી ! ક્યાં રે રમ્યા રજની રે ?
આજનું રે સપનું કહુ રે મને પ્રભુજી,
સાંભળીને પૂછે ગજની રે. હો રસિયાજી.
મોર મુગટ ને કાને રે કુંડળ,
વળી ચાલ ચાલે ગજની રે. ,,
**મીરાં** કહે પ્રભુ ગિરધર નાગર,
તારું ચંપટપણું તજની રે. ,,

(૧૦૨)

સ્વારથની રે સગાઈ, સંસારમાં સ્વારથની રે સગાઈ.
પાડાને કોઈ પાણી ન પાયે, પાડી ઉછેરે દૂધ પાઈ.
દૂબળા સગાને કોઈ ના બોલાવે, તાજાને ભેટે છે ધાઈ.
માતપિતાએ પુત્ર જનમિયો, પરણાવ્યો ધોળ મંગળ ગાઈ.
તે રે પુત્ર માને મારવા લાગ્યો, વહુઓ કરે છે અદેખાઈ.
બાઈ **મીરાં** કહે પ્રભુ ગિરધર નાગર, હરિચરણે ચિત લાઈ.

(૧૦૩)

હરજી શું લાગ્યો મારો નેહ રે,
બીજું મને કાંઈ ન ગમે રે.
પહેલી પૂજા અન્નદેવ તમારી,
તેથી રહે છે મારી દેહ રે. બીજું૦
હાર ને ચીર તારા શું કરું રાણાજી!
તુલસીની માળા હું તો લઈશ રે. ,,
**મીરાં** કહે પ્રભુ ગિરધર નાગર,
સાધુની સંગાથે હું તો રહીશ રે. ,,

(૧૦૪)

હરિને મનાવી ઘેર લાવો રે, ઓધવજી!
જે જેમ કહ્યો તે તેમ કરીશું, જેમતેમ કરીને મનાવો.
બાળપણાની પ્રીત સંભારો, ગિરિધારી નિભાવો.
અમારો સંદેશો હરિને કહેજો, એક વાર ગોકુળ આવો.
**મીરાં** કહે પ્રભુ ગિરિધર નાગર, આવડું શું તરસાવો

(૧૦૫)

હેલી તારા ડુંગરિયામાં બોલે છે મોર
દાદુર મોર બપૈયા બોલે, તમરાં કરે બહુ શોર.
રમઝમ રમઝમ મેવલો વરસે, ભીંજે મારા બાળુડાની કોર.
મોર મુગટ શિર છત્ર બિરાજે, મુખ મોરલી ઘન ઘોર.
**મીરાં** કે પ્રભુ ગિરધર નાગર, તું છે મારા ચિતડાનો ચોર.

(૧૦૬)

હો ઘનશ્યામ! ગાગર ભરવા દો, ગોકુળમેં મારો ઘર છે.
ગાગર ભર દો, શિર પર ધર દો,-ચાર કદમ મારો ઘર છે.
શે મત જાણો કહાના આયી અકેલી, સાત સહેલિયાં મારો સંગ છે.
શે મત જાણો કહાના અકન કુંવારી, શ્રી કૃષ્ણજી મારો વર છે.
ઘેરી ઘેરી નદિયા, નાવ પુરાણી, માંહે મગરમચ્છકો ડર છે
**મીરાં** કે પ્રભુ ગિરધર નાગર, શરણ પડેકી લાજ છે.

(૧૦૭)

હોરી રમે રાધા ગોરી, રાધા ગોરીમી નવલ કિશોરી હો
હની હો નૌતમ ઓઢયાં ઓઢણા, પહેર્યાં ચાર ચરણો ને ચોળી હો
હની હો સુવાચંદન ધોળિયા, કેમર ચંદન છીકત ગોરી હો
હની હો હાથમાં થાળ કનક તણા, કુમકુમ લીધા ગોરી હો
હની હો વૃંદાવનકી કુંજમાં, રાધા મોહન ખેલે હોરી હો.
હની હો **મીરાં** કહે પ્રભુ ગિરધર નાગર, પિયા-પ્યારીમી અની જોરી હો.

(૧૦૮)

સાધન કરના ચાહી રે મનવા, ભજન કરના ચાહી
પ્રેમ લગાના ચાહી રે મનવા, પ્રીતિ કરના ચાહી
નિત નહાનસે હરિ મિલે તો મૈં જલજંતુ હોઈ;
ફલમૂલ ખાકે હરિ મિલે તો વાનર બન્દર હોઈ.
તૃણભક્ષણસે હરિ મિલે તો બહુત હૈ અજા,
નારી છોડિકે હરિ મિલે તો બહુત મિલે ખોજા.
તુલસી પૂજે હરિ મિલે તો પૂજું તુલસી ઝાડ
પથ્થર પૂજે હરિ મિલે તો મૈ પૂજું પહાડ
દૂધ પિયે તે હરિ મિલે તો બહુત હૈ ભક્તિવાનાઃ
**મીરાં** કહે બિના પ્રેમસે નાહિ મિલે નંદલાલા

## કેટલાક શબ્દોના અર્થો

૧. ભેદ વિના—ભેદ રાખ્યા વિના આળ—અડપલું, નુકસાન.
૨. મોજા—મોજ, આનંદ.
૩. કલાફૂલ,—કર્ણફૂલ, કાનનુ ઘરેણું.
૪. અટાઉ લોક—વટેમાર્ગુ, મુસાફર. મૂળ પદ હિંદીમાં
૫. થોડા ફેરફાર સાથે હિંદીનુ ગુજરાતી રૂપાંતર કેવું સરળતથી થઈ ગયું છે!
૬. નેડો—નેહડો, સ્નેહ, લગની.
૭. લીટી ૨ મા 'કટોરો' જોઈએ. મિશ્રી—મિસરી, સાકર. શ્રીજી—શ્રીકૃષ્ણ. મૂં—થૂં=ડું—તું. નાય મિલો—આવી નહીં મળો. મૂળ રાજસ્થાનીમાંના ઘણા પ્રયોગો યથાવત્
૮. આગણીએ—આંગણે, ઘર તરફ.
૧૦. કામણિયા—કામણગારા. દુજા—બીજા. ગોડવિદ્યા—જાદુગરી ગોતા—ગોથા.
૧૧. છેલ્લી લીટીમાં 'ચરણ કમળ' જોઈએ
૧૨. સુરતા—ધ્યાન. ત્રીજી લીટીમાં અડધો ભાગ પડી ગયો છે. શર્વરી—રાત. સ્તંભ ભઈ—સ્થિર થઈ. ગઈ. ધાઈ—ધસ વર્જનુ પ્રાધાન્ય.
૧૩. મૂળ વ્રજભાષાનું પદ લાગે છે. દાદુર—દર્દુર, દેડકા.
૧૪. અહીં મૂળ ભાષા મોટે ભાગે જળવાઈ રહી છે—જુજ ફેરફાર સાથે.
૧૫. 'જૂનું તો થયુ રે દેવળ' સાથે સરખાવવા જેવું પદ પીઆદન—પ્યાદા, મહોરા.

૧૮. હેરાવા—દેખરેખ રાખવા સીધાર્યા—વિદાય થયા, ગયા
૨૦. મા'વે—માધવે ચોરાસી—૮૪ લાખ યોનિમા જનમવાની ઘટમાળ
૨૩ બારેગત્રીસી—બારગશીગીં (?), દિવ્ય. ભોજે ભાવે—સરખાવો 'ભાવતા ભોજન'
૨૪ ખૂંટે—એ'બાજુ પર નથ—નાકની વાળી જે સૌભાગ્યનું ચિહ્ન ગણાય છે. દોરડો—સગપણની દોરી
૨૫ ઘોણ—મોટો હથોડો.
૨૬. તુજા—તારી સાથે, તારું (કચ્છી પ્રયોગ).
૨૭ કચ્છવા—સિતારે જેવું એક તંતુવાદ્ય. જાગતડાના—જાગૃત દશાના.
૨૮ ચ્યીટલિયાળા—વાકડિયા.
૨૯. માલમી—વહાણનો દોરનાર, 'પાયલટ' હરદમ—પ્રત્યેક શ્વાસે અહીં એક જ કડીમાં 'ઉમિયાછ' (= પાર્વતી) અને 'નારાયણ' નો ઉલ્લેખ નોંધપાત્ર.
૩૧. ગણપતિની સ્તુતિ તરીકે નોંધપાત્ર ખમો = ક્ષમા કરો
૩૨. આંજણા—અંજન, સોજા? મૂ ઝાણી—કામરચીતરી અને વાકા શીગડાવાળી. ઘોણીઓ—દૂધ દોહવાનું વાસણ.
૩૩ બહુનામી એક શબ્દ જોઈએ. નેડો—સ્નેહ ત્રાગડો—તાતણો
૩૬. જીવણ—જીવનનો સ્વામી
૩૭ ભમરભોળી—નિખાલસ, ભોળું, સ્નેહાળ જેરી—ઝોળી.
૩૯ બારી—બહાર
૪૦ માધેપુરી—મથુરા નગરી.

૪૨. મનખો—મનુષ્યજીવન. પાડે—મહોલ્લામાં, જગ્યામાં.

૪૩. દિંદીનું પ્રમાણ વધારે. અવધૂ—અવધૂત. તપીઆ—તપસ્વી. જોગી. અંગીઆં—ચોળી.

૪૫. મંડી—મોટું બજાર. કીનો ભંડારો ઉગાઈને—ઉઘરાવીને ભંડારો કર્યો. લાઈને—રાખીને.

૪૬. પાજ—સેતુ. મૂળ હિન્દી.

૪૭. ગુજરાતી-હિન્દીનું આશ્ચર્યકારક મિશ્રણ.

૪૮. મિષે—બહાને. બાખડલી—ઘણા વખતની વીયાયેલી ગાય કે ભેંસ.

૫૦. ત્રીજી લીટીમાં 'જશોદાના' જોઈએ. ધોખો—રોષ, ગુસ્સો.

૫૬. નુગરા—ગુરુ વગરના. મપૂતી—સારા પુત્રવાળી.

૫૮. ધર્મના ધોરી—ધર્મધુરંધર.

૬૨. ગરીબનવાઝ—ગરીબનો બેલી. મીસરી—ખાંડ. શ્રીગણેશની આ પ્રકારની સ્તુતિ મીરાંરચિત હોવાનો સંભવ નથી. વળી છેલ્લી લીટીમાં 'સિંદુર'નો ઉલ્લેખ પણ યોગ્ય લાગતો નથી.

૬૩. નુગરો—ગુરુ વગરનો. સૂરત—ધ્યાન.

૬૪. આખડી—માનતા, બાધા. સુંદર ગીત.

૬૫. ગરથ ગરથ—પૈસો, સંપત્તિ, પૂંજી.

૬૬.–૭ હિન્દી મિશ્રિત પદ. આન મિલે—આવીને મળે એક ક્ષણમાં.

૬૮. મોલ અવાસ—મહેલ અને આવાસ. કિંકર—ચાકર, જમદૂત. કૂંપો—ફૂલેલા પેટનો અને સાંકડા મોંનો કાચનો શીશો.

૭૦. કમાડી—કમાડ, દરવાજો. આડી—કમાડ બંધ કરવા માટેનું વચમાંનું આડું લાકડું. આઠમી લીટીમાં 'ગયો' જોઈએ.

૭૩. શીમાવીને—રીસાઈ ને. જલાય—સળગે. પાંચ તત્ત્વ—પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશનો માનવદેહ બન્યો છે.

૭૬. દહાડી—દરરોજ. હાડી—ગાઢ.

૭૭. ઢોલિયો—પલંગ. બ્હાય—છેતરે, પટાવે.

૭૮. મૂળ રાજસ્થાની.

૭૯. ધીજ—ધીરજ. પતીજ—વિશ્વાસ. ત્રાગડો—દોરો, તાંતણો.

૮૦. ઓળો—આશરો, શરણ.

૮૧. બેલી—સાથી, મદદગાર, રક્ષક. પાસંગમાં—પડખે, બાજુએ.

૮૨. રૈન—રજની, રાત. તલસારું—તલના છોડની સૂકી સાંઠી. પાંભડી—પામરી.

૮૩. મલાજો કરવો—મોટેરાંની અદબ રાખવી, મર્યાદા પાળવી. ધોખો—રોષ, ગુસ્સો.

૮૪. મામ—મમત, હઠ.

૮૬. હરાડા—નિરંકુશ, રખડેલ.

૯૧. અખે—અક્ષય. પીડારા—રબારી, ભરવાડ.

૯૩. અરુ પરું—આડુંઅવળું; આઘુંપાછું.

૧૦૬. મૂળ રાજસ્થાની. અકન—અખંડ.

૧૦૮. બંગાળ તરફ પ્રચલિત આ હિંદી પદ એની લાક્ષણિકતાને કારણે લઈને પદ સંખ્યા ૧૦૮ની કરી છે.



# મીરાંબાઈ+

મધ્યકાળના ઘણા સાહિત્યસર્જકો અને તેમની સાહિત્યકૃતિઓ કાલગ્રસ્ત બની ગયાં છે; છતાં આજે સૈકાઓ પછી પણ જેનાં પદ ઉત્તર અને પશ્ચિમ ભારતમાં ઘેર ઘેર ગવાય છે તે મીરાંબાઈ મધ્યકાલીન હિન્દી અને ગુજરાતી સાહિત્યની એક સુપ્રસિદ્ધ કવયિત્રી છે પોતાના અનુભવોને સરળ, મધુર, ભાવપૂર્ણ, સંગીતમય વાણીમાં રજૂ કરવાની કુદરતી શક્તિ મીરાંમાં દેખાય છે એનાં પદ, બાનીની સરળતા છતાં, એમાંની સંગીતમયતાને કારણે આપણા કાનમાં ગુંજતાં જ રહે છે બીજા કવિઓએ ભલે વધુ કલાત્મક રીતે વધુ સંવેદનપૂર્ણ શબ્દોમાં કવિતા કરી હશે, પણ મીરાંનાં પદોમાં જે સચોટ ભાવાભિવ્યક્તિ છે, સાચા ઊંડા આધ્યાત્મિક અનુભવનું જે નિખાલસ બયાન છે, આત્મસમર્પણ કરી પ્રભુમય બની જવાની જે તાલાવેલી છે, માનહૈયાની

---

+ (ડૉ ગેત્સનો મૂળ અંગ્રેજી લેખ ગુજરાત સંશોધન મંડળ'ના ત્રૈમાસિકના એપ્રિલ ૧૯૫૬ના અંકમાં છપાયો છે દંતકથાઓ અને ઐતિહાસિક સામગ્રી તથા મીરાંબાઈના પોતાના પદમાંથી મળતી સામગ્રીને આધારે ડૉ ગેત્સે નવેસરથી મીરાંબાઈના જીવનની વિગતો ક્રમબદ્ધ રીતે તારવી આપી હોઈ આ લેખનો ભાગ ખૂબ જ મહત્ત્વનો છે અનેક સ્થળે લેખકને અનુમાનોનો આશ્રય લેવો પડયો છે, છતાં મીરાંના વિશિષ્ટ વ્યક્તિત્વનો આપણે ખ્યાલ મીરાંબાઈના લૌકિક ચિત્ર કરતાં જુદું, અને વધુ વ્યંજનાપૂર્ણ ને આહ્લાદક ચિત્ર રજૂ કરે છે મીરાંબાઈ વિશેના અનેક નમૂનાઓ તેમ અત્યંત મહત્ત્વના હોવા ઉપરાંત, સંશોધન અને સંકલનની સામાન્ય વાચકને અપરિચિત એવી કેડી જે આજના અભ્યાસીને માટે ખૂબ જ મહત્ત્વની અને અનુસરવા યોગ્ય છે તેમાં દોરી જાય છે મૂળ અંગ્રેજી લેખ અત્યંત સુંદર શૈલીમાં રજૂ થયો છે પણ આજે જ્યારે અંગ્રેજી ભાષા ઉપરની પકડ મોટા ભાગના આપણા વિદ્યાર્થીઓએ ગુમાવી છે ત્યારે આ મુક્ત અનુવાદ અમને વધુ ઉપયોગી થઈ પડશે એવી માન્યતા છે અહીં ભાષા બને તેટલી સરળ રાખી છે અને મુદ્દાઓ સુસ્પષ્ટ રહે એટલા ખાતર અનેક સ્થળે ઉમેરા કર્યા છે

નિર્બળતા અને સીમાઓ વ્યક્ત થવા છતાં ધર્મ અને સંપ્રદાયના સાંકડા વાડાઓમાં પુરાયા વગર માનવઅંતરનાં ઊંડાણ અને લાગણીઓના ઘોધને તેમના શુદ્ધ સ્વરૂપમાં વ્યક્ત કરવાની જે ફુનેહ છે, તે અન્યત્ર નથી. પણ મીરાં માત્ર કવિત્રી નથી. એ ભકત છે, સંત છે. સંસારમાં રહીને પણ પ્રભુમય જીવન વીતાવતી અને સાંસારિક ઉપાધિઓ અને યાતનાઓને આસાનીથી જીરવી જતી એક વિરલ નારી છે. જેમને પ્રભુભક્તિમાંથી જ કવિતાની પ્રેરણા લાધી છે તેવા કવિગાયકોમાં મીરાંનું વ્યક્તિત્વ અનોખુ જ છે; એનું સ્થાન સર્વોપરિ છે.

મીરાંના જીવન સંબંધી આપણને મળતી માહિતી અચોક્કસ છે. નાભાજીકૃત ભક્તમાળ, એના ઉપરની પ્રિયદાસની ટીકા, મહીપતિકૃત ભક્તિવિજય જેવા ગ્રંથોમાં મળતી વિગતો લોકવાયકાના પ્રકારની છે. એ બધામાં ઐતિહાસિક સત્ય ઓછેવત્તે અંશે રહેલું હોવા છતાં વિકૃત રજૂઆતને કારણે તે બરાબર ધ્યાનમાં આવતું નથી. મીરાં ઉત્તમ રાજકુળની રાજકુંવરી હતી અને મધ્યકાળના કદાચ સૌથી વધારે સમર્થ રાજકુળના યુવરાજ સાથે એનાં લગ્ન થયાં હતાં. પતિ જીવ્યો હોત તો એ ઉત્તમ જાહોજલાલી ભોગવતા ભભકભર્યા મેવાડના રાજની રાણી હોત પણ ઉપર નોંધેલા ગ્રંથો તો મીરાંબાઈને મધ્યમ વર્ગના હિંદુ કુટુંબની સામાન્ય સ્ત્રીના જેવું જીવન વીતાવતી દર્શાવે છે. આ ગ્રંથોના લેખકો સંપ્રદાયના સાંકડા વાડાઓમાં પુરાયેલા હોઈ, એમની દૃષ્ટિ ટૂંકી છે અને એમણે કરાવેલ મીરાંબાઈના જીવનનું દર્શન, મીરાંબાઈની પોતાની કવિતામાં પ્રગટ થતી દૃષ્ટિની વિશાળતાનું વિરોધી છે. મીરાંનાં કહેવાતાં આત્મવૃત્તાંત નિરૂપતાં કાવ્યો, એનાં અન્ય કાવ્યોની તુલનામાં, ટૂંકી સંકુચિત દૃષ્ટિ દાખવતાં હોઈ, કોઈક બીજાને હાથે રચાયાં હોય એમ લાગે છે.

નાભાજી ને પ્રિયદાસ જેવાને બાજુ પર રાખીએ તો પણ પાછળથી બીજા કેટલાકે મીરાંબાઈના જીવન અંગેની જે વિગતો આપી

છે તે તો જબરો ગોટાળો ઊભો કરે છે એ વિગતો પરસ્પર-અસંગત હોઈ એકબીજા સાથે એમનો મેળ જ એમે તેમ નથી. ૫ંદરમી સદીના મધ્ય ભાગમાં મેવાડમાં ચિતોડગઢમાં રાણો કુંભો રાજ્ય કરતો હતો કેટલાક મીરાંને આ રાણા કુંભાની રાણી ગણે છે બીજા કેટલાક માને છે કે ઈ. સ. ૧૫૨૭માં મોગલ બાદશાહ બાબરને હાથે પરાજય પામેલા રાણા સંગના રાજકુળમાં મીરાં પરણી હતી આ ઉપરાંત એવી પણ લોકવાયકા છે કે સોળમી સદીના ઉત્તરાર્ધમાં મોગલ બાદશાહ અકબર અને તેના સમકાલીનો બીરબલ, તાનસેન, માનસિંગ અને તુલસીદાસ પણ મીરાંબાઈની મુલાકાતે આવ્યા હતા અને એનાથી પ્રભાવિત થયા હતા આ જુદી જુદી માન્યતાઓમાં નાનીમોટી વિગતો અંગે ઘણો ભેદ છે અને તે ઉપરાંત સમય, વ્યક્તિઓ, સ્થળો અને ઘટનાઓમાં પણ ઝાઝો ફેરફ જણાય છે. આમાંનું બધું તો સાચું ન જ હોઈ શકે. વળી, મીરાંની કવિતા પણ આ બાબતમાં ખાસ મદદરૂપ બની શકતી નથી ત્યારે સાચું શું ?

જે જુદા જુદા લેખકોએ મીરાંના જીવનની વિગતો આપી છે તેમણે પોતે આપેલી વિગતો માટેના આધાર ટાંકયા નથી; એટલે પરંપરાપ્રાપ્ત વાતોની સત્યાસત્યતા અંગે અભિપ્રાય આપવો અઘરો છે. જે ગ્રંથો રાજ્યાશ્રયથી રચાયા હોય તેમાંની વિગતો પક્ષપાત ભરી હોવાનો પૂરો સંભવ છે. જૂના શિલાલેખો અને તામ્રપત્રોમાં પણ પોતાના આશ્રયદાતાના કુળની પ્રતિષ્ઠા જોખમાવે કે રાજ્યવંશ અને પુરોહિતોના હિતને હાનિ પહોંચાડે એવી બધી જ બાબતો દબાવી દેવામાં આવેલી જણાય છે ઐતિહાસિક દસ્તાવેજો સામાન્ય રીતે અલભ્ય હોય છે, અને આપણે ત્યાં પ્રતિહાસજ્ઞાન અને વિવેચનનુ પ્રમાણ બહુ ઓછુ છે. એથી બને છે એવું કે કોઈ સ્વાભાવિક ભૂલ થઈ ગઈ હોય કે પછી કોઈએ જાણી બૂઝીને હકીકતની વિકૃતિ કરી હોય તો તે પરંપરાથી ઊતરી આવાને સ્વીકૃત હકીકત બની જાય છે. આટલું

પૂરતું ન હોય તેને એવી હકીકતને વધારી વધારીને તથા એની આજુબાજુ વધુ વિગતો ગૂંથીને એને કાયમી બનાવવાના પ્રયત્નો પણ થતા રહે છે મીરાંબાઈના જીવન અંગે જે પરસ્પર વિરોધી વાતો મળે છે તે બધા પાછળ આપણી ઈતિહાસ અંગેની આવી નબળાઈ જ કારણભૂત છે

ત્યારે વિગતોની આ ગૂંચમાંથી આપણે મીરાંના જીવનનો સળંગ તંતુ શી રીતે કાઢવો ? પહેલાં તો મળી આવતી બધી જ વિગતોનું પદ્ધતિસર પૃથક્કરણ કરી તેની ચકાસણી કરીને અસંબદ્ધ વિગતો તથા ઇતિહાસ-વિરોધી વિગતો પહેલે જ તબક્કે દૂર કરવી જોઈએ. આ કામ કાંઈ મન ફાવે તે રીતે ગમે તેમ પતાવી દેવાનું નથી. જ્યાં જ્યાં ગંભીર ભૂલ હોય ત્યાં આપણે અમુક બાબતોને અશક્ય ગણી દૂર રાખી શકીએ. તે પછી જે વિશ્વાસપાત્ર અથવા કમમાં કમ બુદ્ધિગ્રાહ્ય અને બંધબેસતી આવતી હોય એવી શક્ય બાબતો અંગે વિચારણા ચલાવીને અસંગતિઓનું નિવારણ થઈ શકે. અહીં એ રીતનો પ્રયાસ કર્યો છે. અહીં આપેલી મીરાંબાઈની જીવનકથા ઉપલબ્ધ ઐતિહાસિક વિગતો સાથે મેળ ખાતી અને બંધબેસતી આવતી સાચી લાગતી વિગતો ઉપર આધારિત છે. પરંપરાપ્રાપ્ત વિગતોથી મીરાંનું જે ચિત્ર આપણે ખડું કર્યું છે, તેના કરતાં અહીં અપાતું ચિત્ર ઠીક ઠીક પ્રમાણમાં જુદું લાગવા સંભવ છે. લોકવાયકા ઉપરથી નિર્માતી જીવનકથાઓને ઐતિહાસિક વિવેચનને ધોરણે કસવામાં આવે ત્યારે આમ બનવું સ્વાભાવિક છે એટલું ચોક્કસ છે કે અહીં આલેખાયેલી મીરાંબાઈ, પરંપરાએ ચીતરી બનાવેલી મીરાં કરતાં, વધારે મહાન અને વધારે ઉદાત્ત વ્યક્તિત્વવાળી જણાશે.

**મીરાંબાઈનું જીવન**

મેડતાના રાજકુળનો મૂળ પુરુષ રાવ જોધાજી રાઠોડ. એમણે જોધપુર વસાવ્યું. આ જોધાજીના ચોથા પુત્ર તે દૂદાજી (દૂદા, દુદહા). આ દૂદાજીના બે પુત્રો વીરમજી અને રતન-

સિંહજી. રતનસિંહજીની એકની એક દીકરી તે મીરાં. મેવાડના રાજવી રાણા સંગ (=સંગ્રામસિંહ; રાજ્યકાળ ઈ. સ. ૧૫૦૯–'૨૮) ના સૌથી મોટા પુત્ર ભોજરાજ સાથે મીરાં પરણી હતી.

કર્નલ ટૉડે પોતાના 'રાજસ્થાન' નામના ગ્રંથમાં તેમ જ દી. બ. કૃ. મો. ઝવેરીએ પોતાના 'ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો'માં મીરાંને મેવાડના રાણા કુંભા (=કુંભકરણ, રાજ્યકાળ ઈ.સ. ૧૪૩૩–૧૪૬૭)ની રાણી કહી છે; અને મીરાં ઈ.સ. ૧૪૦૩માં જન્મી અને ઈ. સ. ૧૪૭૦માં અવસાન પામી એમ નક્કી કર્યું છે. ઘણા હિંદી-લેખકો પણ આ વાત સ્વીકારતા જણાય છે. છતાં આ વાત અશક્ય છે તે નીચેનાં કારણો પરથી જણાશે.

(૧) મીરાં પોતાને રાઠોડ કુળની અને દૂદાજીના કુટુંબની દીકરી તરીકે ઓળખાવે છે. નાભાજીકૃત 'ભક્તમાળ'ના કથન મુજબ મીરાં મેડતાની હતી અને મેડતણી કહેવાતી. રાણા કુંભાજીની હત્યા પછી રાણો ઉદો મેવાડના રાજ્યને યોગ્ય રીતે સાચવી ન શક્યો. ઈ. સ. ૧૪૬૮–'૭૨ના ગાળામાં દૂદાજીએ મેડતાના રાઠોડકુળની સ્થાપના કરી. એટલે મીરાં જે દૂદાજીની પૌત્રી (પુત્રની પુત્રી) હતી તે દૂદાજીના પિતા રાવ જોધાજીના સમકાલીન રાણા કુંભાજીની રાણી કઈ રીતે હોઈ શકે ?

(૨) મીરાં રતનસિંહજીની પુત્રી હતી એ બાબત કશી શંકા નથી મેડતાના આ રતનસિંહ, રાણા સંગને પક્ષે લડતાં, બાદશાહ બાબર સાથે ઈ સ ૧૫૨૭માં થયેલ કન્હવાના (ખનુઆના) યુદ્ધમાં, માર્યા ગયા હતા.

(૩) રાણા કુંભાની રાણીઓ અને રખાતોનાં નામ જાણીતાં છે. એ નામોમાં મીરાંનું નામ નથી.

(૪) ઈ. સ. ૧૪૩૩ માં રાણો કુંભો ગાદીપર આવ્યો ત્યારે એ સગીર ઉંમરનો હતો અને રાજ્યનું સુકાન રણમલ રાઠોડના હાથમાં

હતું. ઈ. સ ૧૪૩૮ માં આ રણમલની હત્યા થયા પછી જ કુંભાજીએ રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી. જો મીરાં ઈ. સ. ૧૪૦૩ માં જન્મી હોય તો ઈ. સ. ૧૪૩૩ માં એની ઉમ્મર ૩૦ વર્ષની હોય. કુંભો જનમ્યો ઈ. સ. ૧૪૧૯ માં, એટલે ૧૪૩૩ માં એ માત્ર ચૌદ જ વર્ષનો હોય. વયની દૃષ્ટિએ આ અવનવું કજોડું ગણાય. એટલે કુંભો ને મીરાંના લગ્ન શક્ય નથી મીરાંને કુંભાની પત્ની માનનારામાંના એક (મગનલાલ) મીરાંનો જન્મ ઈ. સ. ૧૪૨૪ માં થયેલો કહે છે; જ્યારે બીજા (બાબુ કાર્તિકપ્રસાદ) મીરાંને ઈ. સ ૧૪૧૯ માં જન્મેલી માને છે. આ તારીખો સ્વીકારીએ તો મીરાંના કુંભા સાથેનાં લગ્નની શક્યતા પેદા થાય, પણ એ લગ્ન સામેની બીજી સબળ દલીલોને લીધે એ જન્મતારીખો પણ સ્વીકારી શકાય તેમ નથી.

(૫) રાણો કુંભો શાણો અને ઉદાર પ્રકૃતિનો રાજવી હતો. એ મોટો કૃષ્ણભક્ત હતો. માત્ર ત્રેવીસ વર્ષની ઉમ્મરે એણે ગોવિંદશ્યામ (કુંભશ્યામ)નું મંદિર બંધાવ્યું હતું. એણે જયદેવના ગીતગોવિંદ ઉપર ટીકા પણ લખી છે. આવો કૃષ્ણભક્ત કુંભો રાણો મીરાં જેવી કૃષ્ણ-ભક્તિમાં લીન નારીને અતિશય સંતાપ આપે એ માની જ કેમ શકાય?

(૬) જીવા ગોસાંઈ ચૈતન્યપ્રભુના પટ્ટશિષ્યોમાંના એક હતા એ જાણીતી વાત છે મીરાં વૃન્દાવન ગઈ ત્યારે આ જીવા ગોસાંઈ સાથે એને સહજ સંઘર્ષમાં આવવું પણું હતું. દંતકથા કહે છે કે મીરાંએ ગોસાંઈજીને મળવા ઈચ્છા દેખાડી ત્યારે ગોસાંઈજીએ 'હું સ્ત્રીનું મુખ જોતો નથી' કહી ના પાડી. મીરાંએ ટકોર કરી કે "વૃન્દાવનમાં વસવા છતાં હજી તમે પુરુષ રહ્યા છો એ નવાઈ જેવું છે. હું તો માનતી હતી કે અહીં પુરુષ તો એક જ છે—શ્રીકૃષ્ણ અન્ય સૌ ભક્તો ગોપીઓ છે. તમારી વિવેકશક્તિને ધન્યવાદ" ગોસાંઈજી શરમાયા ને પોતે સામે ચાલીને મીરાંને મળવા ગયા એમ કહેવાય છે.

અહીં ધ્યાનમાં રાખવા જેવું એ છે કે જીવા ગોસાંઈ ઈ. સ. ૧૫૧૦ પછી જ વૃન્દાવનમાં જઈને વસ્યા હતા.

બીજી દંતકથાઓ પ્રમાણે મીરાંને બાદશાહ અકબર, માનસિંહ કછવાહ, તાનસેન, બીરબલ અને સંત તુલસીદાસજી મળ્યા હતા. આ સૌ મુલાકાતો સોળમી સદીના ઉત્તરાર્ધમાં જ શક્ય છે.

(૭) મીરાંબાઈએ ચિતોડગઢમાં વરાહમંદિર બંધાવ્યું કહેવાય છે. આ મંદિર કુંભસ્યામના મંદિરની તુલનામાં ઠીક ઠીક પાછળથી બંધાયેલું જણાય છે. શિલ્પની દૃષ્ટિએ એ મંદિર રાણા સંગ કે રતનસિંહ બીજાના સમયમાં બંધાયું ગણી શકાય.

મીરાંબાઈને રાણા કુંભાની પત્ની ગણાવવાની ભૂલનું એક કારણ તો એ હોઈ શકે કે મીરાંનાં, પોતાના જીવન સંબંધી ઉલ્લેખો કરતાં કાવ્યોમાં માત્ર 'રાણો' કે 'રાણાજી'નો ઉલ્લેખ જ અનેક વાર આવે છે. લોકમતે આ 'રાણો' તે સુપ્રસિદ્ધ 'કુંભોરાણો'. પણ 'રાણા' તરીકે તો મેવાડના બધા જ રાજવીઓ ઓળખાતા એટલે કોઈ બીજા રાણાનો ઉલ્લેખ પણ "રાણા' શબ્દ દ્વારા થઈ જ શકે. એમ પણ બને કે 'રાણા'નો ઉલ્લેખ કરતાં પદો મીરાંના અવસાન બાદ બીજાઓએ રચ્યાં હોય અને તેઓને મીરાંના જીવન સંબંધી ચોક્કસ માહિતી ન હોય. નાભાજી અને પ્રિયદાસની બાબતમાં તો સ્પષ્ટ છે કે તેમને મીરાં વિષે ચોક્કસ માહિતી ન હતી વળી, આ બાબત આપણે ધારીએ તેટલી સરળ પણ જણાતી નથી. મીરાંના જીવન અંગેની વિગતોને જાણીબૂઝીને તો વિકૃત કરાઈ ન હોય એવો સંદેહ સેવવા માટે પણ કેટલાંક કારણો છે જે આપણે આગળ ઉપર જોઈશું.

**મીરાંબાઈનો** જન્મ થયો ઈ સ. ૧૪૯૮માં, મેડતા પાસેના કુડકી (ચોકડી) ગામમાં. અગાઉ અપાયેલી હકીકતોની માફક મીરાંની આ જન્મસાલ પણ 'વીર વિનોદ,' 'ચતુર્કુલચરિત્ર,' મહારાણા સંગની જીવનકથા અને 'મીરાંબાઈકા જીવનચરિત્ર'માં આપવામાં આવી

હતું. ઈ. સ. ૧૪૩૮ માં આ રણમલની હત્યા થયા પછી જ કુંભાજીએ રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી. જો મીરાં ઈ. સ. ૧૪૦૩ માં જન્મી હોય તો ઈ. સ. ૧૪૩૩ માં એની ઉમ્મર ૩૦ વર્ષની હોય. કુંભો જનમ્યો ઈ. સ. ૧૪૧૯ માં, એટલે ૧૪૩૩ માં એ માત્ર ચૌદ જ વર્ષનો હોય. વયની દૃષ્ટિએ આ અવનવું કજોડું ગણાય. એટલે કુંભો ને મીરાંનાં લગ્ન શકય નથી. મીરાંને કુંભાની પત્ની માનનારામાંના એક (મગનલાલ) મીરાંનો જન્મ ઈ. સ. ૧૪૨૪ માં થયેલો કહે છે; જ્યારે બીજા (બાબુ કાર્તિકપ્રસાદ) મીરાંને ઈ. સ. ૧૪૧૯ માં જન્મેલી માને છે. આ તારીખો સ્વીકારીએ તો મીરાંનાં કુંભા સાથેનાં લગ્નની શકયતા પેદા થાય, પણ એ લગ્ન સામેની બીજી સબળ દલીલોને લીધે એ જન્મતારીખો પણ સ્વીકારી શકાય તેમ નથી.

(૫) રાણો કુંભો શાણો અને ઉદાર પ્રકૃતિનો રાજવી હતો. એ મોટો કૃષ્ણભકત હતો. માત્ર ત્રેવીસ વર્ષની ઉમ્મરે એણે ગોવિંદશ્યામ (કુંભશ્યામ)નું મંદિર બંધાવ્યું હતું. એણે જયદેવના ગીતગોવિંદ ઉપર ટીકા પણ લખી છે. આવો કૃષ્ણભકત કુંભો રાણો મીરાં જેવી કૃષ્ણ-ભક્તિમાં લીન નારીને અતિશય સંતાપ આપે એ માની જ કેમ શકાય?

(૬) જીવા ગોસાંઈ ચૈતન્યપ્રભુના પટ્ટશિષ્યોમાંના એક હતા એ જાણીતી વાત છે. મીરાં વૃન્દાવન ગઈ ત્યારે આ જીવા ગોસાંઈ સાથે એને સહજ સંઘર્ષમાં આવવું પડ્યું હતું. દંતકથા કહે છે કે મીરાંએ ગોસાંઈજીને મળવા ઇચ્છા દેખાડી ત્યારે ગોસાંઈજીએ 'હું સ્ત્રીનું મુખ જોતો નથી' કહી ના પાડી. મીરાંએ ટકોર કરી કે "વૃન્દાવનમાં વસવા છતાં હજી તમે પુરુષ રહ્યા છો એ નવાઈ જેવું છે. હું તો માનતી હતી કે અહીં પુરુષ તો એક જ છે—શ્રીકૃષ્ણ. અન્ય સૌ ભક્તો ગોપીઓ છે. તમારી વિવેકશક્તિને ધન્યવાદ." ગોસાંઈજી શરમાયા ને પોતે સામે ચાલીને મીરાંને મળવા ગયા એમ કહેવાય છે.

અહીં ધ્યાનમાં રાખવા જેવું એ છે કે જીવા ગોસાંઈ ઈ. સ. ૧૫૧૦ પછી જ વૃન્દાવનમાં જઈને વસ્યા હતા.

બીજી દંતકથાઓ પ્રમાણે મીરાંને બાદશાહ અકબર, માનસિંહ કછવાહ, તાનસેન, બીરબલ અને સંત તુલસીદાસજી મળ્યા હતા. આ સૌ મુલાકાતો સોળમી સદીના ઉત્તરાર્ધમાં જ શકય છે.

(૭) મીરાંબાઈએ ચિતોડગઢમાં વરાહમંદિર બંધાવ્યું કહેવાય છે. આ મંદિર કુંભશ્યામના મંદિરની તુલનામાં ઠીક ઠીક પાછળથી બંધાયેલું જણાય છે. શિલ્પની દૃષ્ટિએ એ મંદિર રાણા સંગ કે રતનસિંહ બીજાના સમયમાં બંધાયું ગણી શકાય.

મીરાંબાઈને રાણા કુંભાની પત્ની ગણાવવાની ભૂલનું એક કારણ તો એ હોઈ શકે કે મીરાંનાં, પોતાના જીવન સંબંધી ઉલ્લેખો કરતાં કાવ્યોમાં માત્ર 'રાણો' કે 'રાણાજી'નો ઉલ્લેખ જ અનેક વાર આવે છે. લોકમતે આ 'રાણો' તે સુપ્રસિદ્ધ 'કુંભોરાણો'. પણ 'રાણા' તરીકે તો મેવાડના બધા જ રાજવીઓ ઓળખાતા એટલે કોઈ બીજા રાણાનો ઉલ્લેખ પણ "રાણા' શબ્દ દ્વારા થઈ જ શકે. એમ પણ બને કે 'રાણા'નો ઉલ્લેખ કરતાં પદો મીરાંના અવસાન બાદ બીજાઓએ રચ્યાં હોય અને તેઓને મીરાંના જીવન સંબંધી ચોક્કસ માહિતી ન હોય. નાભાજી અને પ્રિયદાસની બાબતમાં તો સ્પષ્ટ છે કે તેમને મીરાં વિષે ચોક્કસ માહિતી ન હતી. વળી, આ બાબત આપણે ધારીએ તેટલી સરળ પણ જણાતી નથી. મીરાંના જીવન અંગેની વિગતોને જાણીબૂઝીને તો વિકૃત કરાઈ ન હોય એવો સંદેહ સેવવા માટે પણ કેટલાંક કારણો છે જે આપણે આગળ ઉપર જોઈશું.

**મીરાંબાઈનો જન્મ** થયો ઈ. સ. ૧૪૯૮માં, મેડતા પાસેના કુડકી (ચોકડી) ગામમાં. અગાઉ અપાયેલી હકીકતોની માફક મીરાંની આ જન્મસાલ પણ 'વીર વિનોદ,' 'ચતુર્કુલચરિત્ર,' મહારાણા સંગની જીવનકથા અને 'મીરાંબાઈકા જીવનચરિત્ર'માં આપવામાં આવી

છે. ગૌરીશંકર ઓઝા અને હરબિલાસ સારડા જેવા બે કાળજીવાળા અને વિશ્વસનીય ઇતિહાસકારો ઉપરાંત એમ મેકોલિફ અને એસ. એસ. મહેતાએ પણ આજ જન્મવર્ષ સ્વીકાર્યું છે. ઈ. સ. ૧૫૦૨ અને ૧૫૦૪નાં વર્ષો પણ અપાયાં છે પણ તે શક્ય લાગતાં નથી. ઈ. સ. ૧૫૧૬માં મીરાંનાં લગ્ન થયાં તે વખતે જે કાંઈ બન્યું તે અઢારેક વર્ષની ઉમ્મરની છોકરીના સંબંધમાં બને તેવું છે; ચૌદ કે બાર વર્ષની ઉમ્મરની છોકરીના સબંધમાં એવું બનવાનો સંભવ લાગતો નથી.

ઈ. સ. ૧૫૦૧–૧૫૦૨માં કોઈક બાવાએ મીરાંને ગિરધારીજીની મૂર્તિ આપી હતી. આ મૂર્તિએ મીરાંના જીવન અને કાવ્યોમાં પાછળથી બહુ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. આ બાવા કે સાધુ તે સંત રૈદાસ (રોહીદાસ) હશે એમ માનવાને કારણ છે. સંત રૈદાસ જાતના ચમાર હતા અને રામાનંદજીના શિષ્ય હતા. મીરાંએ પાછળથી એમનો જ ગુરુ તરીકે ઉલ્લેખ કર્યો હોય એમ લાગે છે.

મીરાંને સાધુ તરફથી મૂર્તિ મળવાનો આ પ્રસંગ મીરાંનો વિકાસ સમજવામાં ખૂબ જ અગત્યનો છે; પણ સાથે સાથે એ એક વિકટ પ્રશ્ન ઊભો કરે છે મીરાંએ સામાજિક અને ધાર્મિક બાબતો અંગે દર્શાવેલા ક્રાંતિકારી વિચારોની મૂળભૂત પ્રેરણા એને રૈદાસ પાસેથી જ મળી હોવી જોઈએ. સંત પીપા અને સંત કબીરની માફક સંત રૈદાસ પણ મહાન વૈષ્ણવ સુધારક રામાનંદજી (ઈ સ ૧૨૯૯ થી ૧૪૧૦ ?)ના શિષ્ય હતા. પોતાના ગુરુબંધુઓની માફક હલકી ગણાતી જાતિમાંથી આવતા રૈદાસે પણ ન્યાતજાતના અને ઊંચનીચના ભેદો અને ધાર્મિક અધિકારો સામે લડત ચલાવી છે રામાનંદજીના શિષ્ય બનતી વખતે રૈદાસની કિશોરાવસ્થા હશે. એઓની જન્મસાલ ઈ. સ. ૧૪૦૦ પછી ન હોઈ શકે તેથી મીરાં જ્યારે ધાર્મિક અને સામાજિક ચર્ચાવ્યાખ્યાનો

સમજતા જેટલી ઉમ્મરે પહોંચી ત્યારે રૈદાસજીને એણે ગુરુ બનાવ્યા હોય એમ બનવું અશક્ય. રાણા સંગની માતા, ચિતોડગઢની ઝાલી રાણી રતનકુંવર, રૈદાસજીની શિષ્યા હતી. અને તેની મારફતે મીરાંને રૈદાસજીનો ધર્મોપદેશ સાંપડ્યો હોય. રાણા સંગને ત્યાં એની માતા આ ઝાલી રાણી જ મીરાંની રક્ષક બની હતી તે આપણે જોઈશું. પણ મીરાં પોતે પોતાની જાતને રૈદાસની જ શિષ્યા ગણે છે અને ઝાલી રાણીએ એનામાં ઊંડા રસ લીધો એ મોટે કારણો હોવાં જ જોઈએ. આ વાતનો એક જ ઉકેલ હોઈ શકે કે બાવાએ મીરાંને એના બાલ્યકાળમાં ગિરધરલાલજીની મૂર્તિ આપી હતી તે હકીકતમાં રૈદાસ જ હોવા જોઈએ. એ સમયે રૈદાસની વય સો ઉપરાંતની હોય અને પોતાનો અંતકાળ નજીક જોઈને પોતાની પાસે જીવનને અંતે જે રહ્યું હતું તે કોઈક યોગ્ય વ્યક્તિને શોધી કાઢી તેને સોંપી દેવાની તેમને ઇચ્છા થઈ હોય. લોકવાયકા પ્રમાણે તો એ 'બાવા'ને ગિરધરલાલજીની મૂર્તિ અત્યંત વહાલી હતી અને મૂર્તિ માટે એમને અદ્‌ભુત આદરભાવ હતો અને તેથી આરંભમાં તો મીરાંને એ મૂર્તિ સોંપવા માટે એ ખુશી ન હતા પણ છેવટે તેમણે એ મૂર્તિ મીરાંને સોંપી દીધી એ હકીકત છે તેથી એમ માનવાને કારણ મળે છે કે મીરાંના જીવનકાર્યની—એની કૃષ્ણભક્તિની પ્રતીતિ એમને થઈ હશે અને તેથી એમણે એક પ્રકારની દીક્ષારૂપે મીરાંને મૂર્તિની ભેટ આપી હશે.

પણ આ બાબત વધુ ગૂંચવાડાભરી છે. રૈદાસજી રામભક્ત હતા, કૃષ્ણભક્ત નહિ. તો પછી એમણે મીરાંને ગિરધરલાલની-કૃષ્ણની મૂર્તિ કેમ આપી? જાતિને સંપ્રદાયના ભેદોને ફગાવી દઈને અનન્ય શુદ્ધ ભક્તિભાવને ઉપદેશનાર રૈદાસજી આવી બાબતમાં છૂટછાટવાળા હશે અને કબીરજીની માફક રામભક્તિના જેટલી જ કૃષ્ણભક્તિ એમને હૈયે હશે એમ માનવું રહ્યું. રાજપૂતાનાના અન્ય પ્રદેશોની માફક

ચિતોડગઢમાં રામભક્તિએ જોર પકડ્યું ન હતું. લક્ષ્મીનારાયણની જ ભક્તિ ત્યાં વધુ પ્રમાણમાં હોઇને લોકો મોટે ભાગે કૃષ્ણભક્ત હતા. રૈદાસજીની શિષ્યા ઝાલી રાણી પણ કદાચ આ રીતે કૃષ્ણભક્ત જ હતી. એવું બને ખરું કે એ જ ઝાલી રાણીએ ગુરુદક્ષિણામાં રૈદાસજીને ગિરધરલાલજીની આ મૂર્તિ આપી હોય ? જો એમ હોય તો તો ચિતોડગઢમાં જ્યારે મીરાં મુશ્કેલીમાં મુકાઈ ત્યારે આ મૂર્તિએ તાવીજની–માદળિયાની–ગરજ સારી હોય, અને મીરાંએ રતનકુંવરની આત્યંતિક પ્રીતિ પ્રાપ્ત કરી હોય. મીરાં પાસે ગિરધરલાલજીની મૂર્તિ જોતાં રાણીને ખાત્રી થઈ ગઈ હોય કે મીરાં પણ પોતાના જ ગુરુ પાસે દીક્ષા પામી છે. એનું રક્ષણ કરવું અને એને કેળવવી એ પોતાની ફરજ છે એમ રાણીએ માન્યું હોય. પણ આ બધી બાબતોનું તો સંજોગો અને પરિસ્થિતિ ઉપરથી આપણે કેવળ અનુમાન જ કરી શકીએ. સીધો પુરાવો આપણી પાસે નથી.

ઈ. સ. ૧૫૦૩માં મીરાંની માતા મૃત્યુ પામી અને તે પછી એના ઉછેર અને શિક્ષણની જવાબદારી એના દાદાએ લીધી. મેડતાના રાવ વીરમદેના પુત્ર અને ગાદી–વારસ જયમલ (જૈતમલ–રાજ્યકાળ ઈ. સ. ૧૫૫૨–૩ થી ૧૫૫૭–૮)ની સાથે જ મીરાંએ રાવ દૂદાજી પાસે કેળવણી લીધી.

આમ લગભગ પોતાના જેટલી જ ઉમ્મરના છોકરા સાથે એક વૃદ્ધ સરદાર પાસે મીરાંએ શિક્ષણ લીધું. પરંપરા મીરાંને પોતાના ઘરનાં કામકાજ અને ભાવાવેશભરી ભક્તિમાં જ જીવન પસાર કરતી એક કોમળ બાળા બતાવે છે. પણ પરંપરાએ આપેલ મીરાં સંબંધી ખ્યાલો માત્ર પાછળના સમયના મધ્યમવર્ગની સ્ત્રીના જીવનના આદર્શોને જ રજૂ કરે છે. સોળમી સદીના સંક્ષુબ્ધ વાતાવરણમાં રાજકુંવરીઓ અને રાણીઓને પ્રમાણમાં ઘણી છૂટછાટ મળતી અને રાજકુળના બીજા યુવાનોના શિક્ષણથી ખાસ ભિન્ન નહિ એવું શિક્ષણ એમને પણ

આપવામાં આવતું. એ સ્ત્રીઓ ઉત્તમ રીતે ઘોડેસવારી કરી શકતી અને શિકારે જતી જરૂર પડે તો યુદ્ધમાં તલવાર ધારણ કરી લડી પણ જાણતી. એમને લખનાં વાંચતાં આવડતું. ભાગવત પુરાણ અને દેવીમાહાત્મ્ય તથા મહાભારત અને રામાયણ જેવા કેટલાક ધાર્મિક ગ્રંથોનું જ્ઞાન પણ એઓ ધરાવતી. આ ઉપરાંત સીવણ ગૂંથણ, વસ્ત્ર-પરિધાન, નૃત્ય, સંગીત, વાદ્યો જેવા સ્ત્રીશિક્ષણના ખાસ વિષયો પણ એમને શિખવાતા. સારી રીતભાત અને રાજદરબારની પ્રણાલીઓની જાણકારી એમને અત્યંત આવશ્યક ગણાતી. તેથી મેડતાના ગાદીવારસ પોતાના પિત્રાઈ ભાઈ જયમલ સાથે એક ઉત્તમ રાજનીતિજ્ઞના હાથ નીચે કેળવાયેલી મીરાં ઉત્તમ નિશાનબાજ યુવતી બની અને સાથે સાથે રાજનીતિના સિદ્ધાંતો અને સમકાલીન રાજકારણથી સારી રીતે માહિતગાર પણ થઈ. વળી આ જાતની કેળવણીએ એને અત્યંત સ્વતંત્ર મિજાજની અને સ્વાવલંબી બનાવી હોવી જોઈએ. રાણા સંગના પાટવી કુંવર ભોજરાજની પત્ની તરીકે એને પસંદ કરવામાં આવી એ હકીકતથી એટલું તો સાબિત થઈ જ જાય છે કે મીરાં એના સમયમાં અનેક વિદ્યાઓમાં પારંગત રૂપસુંદર રાજકુમારી ગણાતી હોવી જોઈએ. એમ ન હોય તો રાણા સંગના મૃત્યુ પછી ઉત્તર હિંદુસ્તાનના સર્વશ્રેષ્ઠ રાજવીની રાણી થવાને લાયક એ કેવી રીતે ગણાય? રાણો સંગ માણસોને પારખવામાં ઘણો કુશળ હતો અને ખંધો મુત્સદ્દી પણ હતો. પોતાના પાટવીકુંવર અને ગાદીવારસ ભોજરાજ માટે એક અણસમજુ ધર્માંધ કે લાગણીવિવશ ભક્તાણીને એ પસંદ કરે એમ બને જ નહિ મીરાંની ઉચ્ચ પ્રકારની ધાર્મિક પવિત્રતાને એક વધારાનો સદ્‌ગુણ ગણવામાં આવ્યો હોય એવો સંભવ છે, કેમકે મીરાં પરણી તે વખતે પોતાની ધાર્મિક માન્યતાઓ જાળવવા એ કેટલી હદ સુધી જશે તેનો કોઈને પણ ભાગ્યે જ ખ્યાલ હોઈ શકે.

**ઈ. સ ૧૫૨૫માં રાવ દૂદાજીનું અવસાન થયું, અને મીરાંને એના કાકા વીરમદેવ પાસે મોકલી આપવામાં આવી. કાકાએ પોતાની આ અત્યંત રૂપવતી ભત્રીજીને ઈ. સ. ૧૫૨૬માં રાણા સંગના પાટવી કુંવર ભોજરાજ સાથે પરણાવી. ભોજરાજની માતા રાણી કનવરબાઈ (કુંવરાનબાઈ) ગોઢારના વહીવટદાર રાય મલજીની પુત્રી હતી.**

અત્યાર સુધી મીરાંના પિતા રતનસિંહ કે કાકા વીરમદેવે મીરાં તરફ ઝાઝું ધ્યાન આપ્યું ન હતું. રાણા રાયમલ (રાજ્યકાળ ઈ. સ. ૧૪૭૩-૧૫૦૮)ના દીકરાઓ વચ્ચે ચાલતા આંતરવિગ્રહમાં ભાગ લેવામાં જ આ બન્નેનો ઘણો સમય ચાલ્યો જતો હતો. એ દીકરાઓમાં જયમલ કાંઈક વહેનો મૃત્યુ પામ્યો. પૃથ્વીરાજ લાંબા વખત સુધી મેવાડના સરમુખત્યાર જેવો જ હતો. સંગને બળજબરીથી દેશવટો અપાયો હતો. પિત્રાઈ ભાઈઓ સૂરજમલ અને સારંગદેવની પણ એ જ દશા હતી. બીજી બાજુ પશ્ચિમમાં જોધપુરના રાવ સુજાજી પણ પોતાના માંડલિક રાજાઓની સાથેના અનંત વિગ્રહોમાં ગૂંચવાયેલા હતા. રાણા રાયમલ અને એના પુત્ર પૃથ્વીરાજના અવસાન બાદ સંગ રાણો બન્યો અને પોતાની કડક અને દૂરંદેશીભરી રાજનીતિથી રાણા સંગે અગાઉની માફક ફરી એક વાર મેવાડને રજપૂત રાજ્યોમાં સર્વોપરિ બનાવી દીધું. આમ એ 'હિંદુપત' (ઉત્તર ભારતના હિંદુ રાજવીઓમાં મુખ્ય) તો બન્યો પણ એની સત્તા અત્યંત નાજુક દશામાં હતી. એ સત્તા ટકાવી રાખવા માટે અત્યંત કડક નેતાગીરીની જ નહિ પણ ઝીણવટભરી મુત્સદ્દીગીરીની પણ ખૂબ જ, જરૂર હતી. બીજાં રજપૂત રાજકુળો પોતાની સત્તા મજબૂત ન બનાવે તે માટે તેમને પરસ્પર ઝઘડતાં જ રાખવાની અને તેમની જાગીરો પણ પોતાની સીધી દેખરેખ નીચે રાખવાની અત્યંત આવશ્યકતા હતી. આ બાબતમાં મેડતાનું મહત્ત્વ સૌથી વધારે હતું. રાણા મોકલજી (ઈ. સ. ૧૪૩૩ના)

સમયથી ચિતોડગઢમાં રાઠોડોનું વર્ચસ્વ હતું અને આ રાઠોડો સિસોદિયા રાજપૂતોને ખસેડી નાખવામાં ઠીક સફળતા પામ્યા હતા. એટલે રાણા સંગના કુળ ઉપરાંત આ બીજું મેડતાના રાઠોડોનું રાજકુળ સૌથી વધારે પ્રબળ અને સૌથી વધુ ભયપ્રદ હતું. ઈ. સ ૧૪૩૭માં જેને દેશવટે જવું પડ્યું હતું તે રાવ જોધાજીએ રાઠોડોની સત્તા ફરી પાછી સ્થાપી હતી અને એમના પુત્રોએ એ સત્તા આખા પશ્ચિમ રાજસ્થાનમાં વિસ્તારી હતી ચિતોડગઢની રાજનીતિની માગણી તો રાઠોડ કુટુંબને વિભક્ત રાખવાની જ હતી બિકાનેર ઈ. સ ૧૪૮૮–૧૪૯૨ના ગાળામા છૂટું પડી ચૂક્યું હતું. દક્ષિણમાં રાણાઓએ સિરોહી સાથે સુમેળ સાધી જોધપુરને ઘેરી લેવા પ્રયાસ કર્યો હતો તો ઉત્તરમા મેડતાના રાઠોડો સાથે સંધિ કરી લઈ તે પ્રયાસને મજબૂત બનાવ્યો હતો ઈ સ ૧૫૧૫માં જોધપુરના રાવ સુજાજી મરણ પામ્યા એમની ગાદી માટે ઝઘડાઓ શરૂ થયા ઈ. સ ૧૫૧૬માં એમના વારસદાર તરીકે રાવ ગાંગાજીને ચૂંટી કાઢવામાં આવ્યા. આવે કટોકટીને સમયે રાણા સંગે પોતાના પાટવી કુંવર અને ગાદીવારસ ભોજરાજને મીરાંબાઈ સાથે પરણાવી મેડતાના વીરમદેવને પોતાને પક્ષે લાવી દીધા. છતાં જોધપુર પણ સાવ દૂર ન થઈ જાય એટલા માટે રાવ ગાંગાજીની બહેન ધનબાઈને એ જાતે પરણ્યો આ ઉપરાંત બુંદીના રાવ નર્મદસિંઘ હાડાની પુત્રી અને પોતાના એક અત્યંત સ્વામીભક્ત જાગીરદાર મરજમનની બહેન કરમેતી (કર્મવતી) સાથે લગ્ન કરી એણે પૂર્વમાં પણ પોતાની સ્થિતિ મજબૂત બનાવી

મીરાંને આ રાજકીય જોડાણોને વશ થવું પડ્યું એ ખરું, પણ એને તો પોતાને જ માર્ગે જવું હતું. લગ્નની વિધિ વખતે એણે પોતાના પતિને બદલે ગિરધરલાલજીની મૂર્તિની આરતી ઉતારી અને એ રીતે રાજકુમાર ભોજરાજને બદલે એણે શ્રીકૃષ્ણને પોતાનું હૈયું સમર્પી દીધું. અલબત્ત આ

ભૂલ સુધારવામાં આવી અને આરંભમાં તો કોઈએ એને બહુ મહત્ત્વ ન આપ્યું, પણ જ્યારે મીરાંએ પોતે તો ભગવાનને પરણી ચૂકી છે એમ કહીને લગ્નવિધિ આગળ વધારવા અંગે આનાકાની કરી ત્યારે ભોજરાજની માતા કનવરબાઈ સોલંકીએ રાણા આગળ ફરિયાદ કરતાં રાણો ગુસ્સે થઈ ગયો. એ જ રીતે મીરાંએ સાસરામાં રાજકુટુંબની અન્ય સ્ત્રીઓ સાથે પણ ન ફાવ્યું કેમકે એણે સાસરાપક્ષની કુળદેવી કાલિકાદેવી–દુર્ગામાતાનું પૂજન કરવાની સાફ ના પાડી. પછી ચોક્કસ શું બન્યું હશે એ અંગે આપણે કશું યથાર્થ જાણતા નથી, પણ એટલું ચોક્કસ છે કે મીરાંબાઈને આરંભમાં 'મહાભૂતાલય'માં રાખ્યા પછી એને કોઈ રીતે હેરાન કરવામાં આવી નથી, અને એક બીજી લોકવાયકા પ્રમાણે ભોજરાજ બીજી કોઈ રાજકુંવરીને પરણી ગયો.

અહીં સુધી તો આપણે આ પરંપરાપ્રાપ્ત વિગતો અંગે શંકા સેવવાનું કશું કારણ નથી. તે જમાનાનાં ધોરણો મુજબ મીરાંની રીતભાત અત્યંત નાલેશીભરી ગણાય. 'હિન્દુપત'ની ઇચ્છા અને આજ્ઞા વિરુદ્ધ પોતાના મમતને વળગી રહેવામાં મીરાંએ પ્રશંસાપાત્ર હિંમત દાખવી ખરી, પણ પોતે જે કાંઈ કરી રહી છે તેની ગંભીરતા પોતે સમજે છે તથા તેમાંથી પેદા થનાર પરિણામો સ્વીકારી લેવાની તૈયારી પણ પોતાની છે એ અંગે રાણા સંગ અને ભોજરાજની ખાતરી કરાવ્યા પછી જ એને સફળતા મળી એણે ગિરધરલાલજીને કરેલી અંતઃકરણપૂર્વકની આજીજીને કારણે, દેખીતી રીતે જ, એ બચી ગઈ જણાય છે. વળી, ભોજરાજની માતા સોલંકીકુળની કનવરબાઈ કંઈક નીચા કુળમાંથી આવેલી હોઈને, તથા રાજકારણનું પીઠબળ એને ન હોવાને કારણે, રાણા સંગના અંતઃપુરમાં સર્વસત્તાધીશ એ સોલંકી રાણી ન હતી પણ રાજમાતા ઝાલી રાણી રતનકુંવર હતી. રતનકુંવ

સૌરાષ્ટ્રમાં આવેલ કુવાના રાવ રાજધર ઝાલાની પુત્રી હતી અને એના નાના ભાઈએ પોતાના મોટા ભાઈ તથા બહેનને હાલાવાડમાંથી દેશવટો આપ્યો હતો. વર્ષો સુધી નિર્વાસિત તરીકે રહેવાને કારણે રતનકુંવરને જીવનનો બહોળો અનુભવ હતો અને એણે જબરું મનોબળ પણ કેળવ્યું હતું. આપણે જોઈ ગયા કે મેડતાથી પોતાની સાથે મીરાં જે મૂર્તિ લાવી હતી તે મૂર્તિ સંભવ છે કે આ ઝાલી રાણીએ પોતાના ગુરુ રૈદાસજીને ભેટ કરેલી મૂર્તિ હોય. એથી જ્યારે રતનકુંવરે આ મૂર્તિ જોઈ અને કોઈ બાવો મેડતામાં આવ્યો ત્યારે મીરાંને આ મૂર્તિ આપી ગયો હતો એમ જાણ્યું ત્યારે એને લાગ્યું કે ઈશ્વરે જ પોતાના ગુરુની દીક્ષા પામેલી શિષ્યાને પોતાની પાસે મોકલી છે અને તેથી એણે મીરાંને પોતાના અંગત આશ્રય હેઠળ લીધી. જે ખખેડો થયો હતો તેની તો માંડવાળ થઈ શકે એમ હતું. મીરાંબાઈ બીજી બધી બાબતોમાં રાજાજ્ઞા સ્વીકારતી હોવાથી જે રાજકીય જોડાણ થયાં હતાં તેને ગંભીર વાંધો આવે એવું ન હતું. વળી રાજવીઓ અનેક પત્ની કરી શકતા હોવાથી ભોજરાજનો અંગત પ્રેમ બીજી સ્ત્રી પરણતાં સહેલાઈથી ઊકલી જાય તેમ હતો. બીજી રાણીઓના મહેણાંટોણાંની પૂરેપૂરી અવગણના થઈ શકે તેમ હતું. જોધપુરવાળી રાણી ધનબાઈ તો મેડતાની ખંડખોર રાજકુંવરી જે કંઈ કરે તે સામે વિરોધ ઉઠાવે જ એમ માની શકાય. બીજી બાજુ, રાણી કરમેતીની દીકરી ઉદાબાઈએ મીરાંને ઘણો ત્રાસ આપ્યો કહેવાય છે તે માત્ર પાછળથી કોઈકના ભેજાંમાંથી નીકળેલી વાત છે અને તે માનવાલાયક નથી, કેમકે ઉદાબાઈ તે કાળે જન્મી ચૂકી હોય તો પણ એ સાવ બાળક હોવી જોઈએ.

પછીનાં વર્ષોમાં મીરાં વિધવા થઈ. ઈ. સ. ૧૫૧૮માં ખટોલી (ઘટોલી)ના યુદ્ધમાં ભોજરાજને થયેલ જખમો ખૂબ ગંભીર હોવાની શક્યતા છે અને ઈ. સ. ૧૫૨૨ (?)માં

ભોજરાજનું એ જખમોને કારણે અવસાન થયું. હવે મીરાં જો ભોજરાજ પાછળ સતી ન થાય તો તો પછી હિંદુસમાજના નિયમ મુજબ એણે વીતરાગી વિધવા તરીકે જ જીવવાનું હતું. મીરાં પોતે તો પોતાની જ પસંદગીથી સાવ આવું જીવન જ ગાળતી હતી અને ભગવદ્ભક્તિ કર્યા કરતી એટલે એને માટે આમાંનું કશું નવું ન હતું. વળી એણે કુળની રીત પ્રમાણે લગ્નવિધિ પૂરો કર્યો ન હતો એટલે એને સતી થવાની ફરજ પાડી શકાય તેમ ન હતું.

ભોજરાજના અવસાન અંગેની આપણી પાસેની માહિતી ખૂબ સંદિગ્ધ ને અસ્પષ્ટ છે. એના અવસાન માટે વિ. સં. ૧૫૭૩ એટલે ઈ. સ. ૧૫૧૭, ઈ.સ. ૧૫૧૮–૧૫૨૩ અને ઈ. સ. ૧૫૨૭–૧૫૩૦ અપાય છે. વળી મીરાંની ઉમ્મર ત્રેવીસ વર્ષની થઈ ત્યારે ભોજરાજ મૃત્યુ પામ્યો એમ પણ મનાય છે. આમાં ઈ.સ. ૧૫૨૭–૧૫૩૦ ને તો માત્ર કલ્પના—અટકળ—ગણી કાઢી બાજુએ રાખી શકાય ઈ.સ. ૧૫૨૭માં ખનુઆનું યુદ્ધ થયું. તે પહેલાં કેટલાંક વર્ષો પૂર્વે ભોજનું મૃત્યુ થયું હતું. અને તેથી ૧૫૨૮–૩૦નો ગાળો તો સાવ નકામો છે કેમકે જો ભોજ જીવતો હોય તો એ ગાળામાં સંગના મૃત્યુ પછી રતનસિંહ બીજો ગાદી પર આવી જ ન શકે. એટલે ઈ સ ૧૫૧૭–૧૫૧૮માં ભોજનું મૃત્યુ થયું હોવાની કાંઈક શક્યતા ખરી. આ વર્ષના શિયાળામાં સુલતાન ઈબ્રાહીમ લોદીએ રજપૂતો પર ચઢાઈ કરી પણ બૂંદી પાસે આવેલા બકરોલ (બકોલ) આગળ રાણા સંગે તેને હરાવ્યો, પણ પોતાના આ વિજયથી રજપૂતો બેકાળજી અને અસાવધ રહ્યા. ઈબ્રાહીમે પોતાના નાસતા સૈનિકોમાંથી કેટલાકને પાછા ભેગા કર્યા અને ખટોલી આગળ રજપૂતો ઉપર રાતોરાત છાપો માર્યો એ ટાણે જે ખૂનખાર જંગ મચ્યો તેમાં રાણો સંગ મરતો મરતો બચ્યો ને જેમતેમ નાસી છૂટ્યો; એના સારામાં સારા યોદ્ધા

સરદારો સમરાંગણમાં સતા; એનો પોતાનો એક હાથ કપાઈ ગયો અને લાંબા વખત સુધી એ પથારીવશ રહ્યો. આ ઉપરથી સ્વાભાવિક-પણે એમ માની શકાય કે ભોજરાજને પણ આ પ્રસંગે સખત ઈજા પહોંચી હશે અને એનું અવસાન થયું ત્યાંસુધી એણે સતત બીમારી ભોગવી હશે. ઈ.સ. ૧૫૨૧-૧૫૨૩માં આ બન્યું લાગે છે કેમકે આ ત્રણ વર્ષમાં દેશમાં ગંભીર આંતરિક કટોકટી ઊભી થઈ હોવા માટે આનુષંગિક પુરાવો સાંપડે છે. ઈ. સ. ૧૫૨૧માં મીરાં ત્રેવીસ વર્ષની હતી એટલે એ આલમાં જ ભોજરાજનું અવસાન થયું હોવાની સૌથી વધુ શકયતા છે.

જ્યારે ભોજરાજ એની માંદગીને બિછાનેથી ઊઠી જ નહિ શકે એમ લાગ્યું ત્યારે એ જતાં ગાદીના વારસ કોણ બને એ મોટો પ્રશ્ન થઈ પડ્યો. ભોજ પછી ગાદીનો વારસ તો ધનબાઈ રાઠોડનો પુત્ર કુંવર રતનસિંહ હતો, પણ રાણા સંગને જોધપુરના રાઠોડોનો વિશ્વાસ ન હતો અને તેથી એણે હાડી રાણી કરમેતીના પુત્રો માટે પસંદગી દર્શાવી. હાડી રાણી રાણા સંગના અત્યંત વિશ્વાસુ અને સ્વામીભક્ત જાગીરદાર સૂરજમલની બહેન હતી. ઈ. સ. ૧૫૨૦માં જ્યારે રાણો સંગ માલવાના મહમ્મૂદ બીજા તથા ગુજરાતના મુઝફ્ફર બીજાના સંયુક્ત આક્રમણમાંથી મેડતાને બચાવી લેવા માટે યુદ્ધમાં ઊતર્યો ત્યારે ભોજરાજ મૃત્યુ પામી ચૂક્યો હતો. એ ટાણે નિરાશ બનેલ જોધપુરના રાઠોડોએ તકનો લાભ લઈને રાણા સંગને ગાદી પરથી ઉઠાડી મૂકી કુંવર રતનસિંહને ગાદી અપાવવા, અથવા આવી રીતે તો રતનસિંહ હજી સગીર વયનો હોવાથી એની માતા ધનકુંવરના હાથમાં રાજ્યાધિકાર સોંપાવવા માટે બંડ કર્યું. પોતાનાજ માંડલિકોએ કરેલા આ બંડને કારણે રાણા સંગને મુસલમાન આક્રમકો

સાથે જલદીથી સંધિ કરી લેવી પડી અને એમ કરીને પોતાના વિજયનાં ફળ જતાં કરવાં પડ્યાં. મુસલમાને પાસે પોતાની સન્નિષ્ઠા સાબિત કરવા માટે એને રાણી કરમેતીના મોટા કુંવર વિક્રમાજીતને મુઝફ્ફર બીજા પાસે મોકલવો પડ્યો. એ ટાણે વિક્રમાજીતની ઉમ્મર પાંચ વર્ષથી વધુ ન હતી તેથી એમ લાગે છે કે રાણી કરમેતી પણ યુદ્ધભૂમિ પર રાણા સંગની સાથે જ હશે. કરમેતીના બીજો પુત્ર ઉદયસિંહ તો તે વખતે વરસને પણ નહોતો થયો અને તેને એણે પોતાની પાછળ ચિતોડગઢમાં જ રાખ્યો હતો. એ ઉદયસિંહને એની દાઈ પન્નાએ ટોપલામાં ઘાલી લઇ જઈ બચાવી લીધો. રાણો સંગ પાછો ફર્યો અને બંડખોરોને એણે એકાએક સપડાવ્યા. પણ એની સ્થિતિ ઘણી નબળી પડી ગઈ હતી અને તેથી એણે પોતાના સરદારોની સભા બોલાવી અને પોતાનામાં સૌનો વિશ્વાસ છે કે કેમ તે અંગે પૃચ્છા કરી. બંડખોરોએ જણાવ્યું કે ખટોલીના યુદ્ધમાં ભયંકર રીતે જખ્મી થવાને કારણે બંધારણીય દૃષ્ટિએ રાણો સંગ રાજ કરવા માટે અયોગ્ય હોઈ એમણે જે બંડ જગાવ્યું તે યોગ્ય જ હતું. પોતાના બધા સરદારોનો આ જ મત હોય તો પોતે નિવૃત્ત થવા તૈયાર છે એમ રાણાએ જણાવ્યું પણ કરમચંદ, સાલુંબ્રનો રતનસિંહ, મેડતાનો વીરમદેવ, બૂંદીનો સૂરજમલ અને અંબરનો પૃથ્વીરાજ એ સૌ સ્વામીભક્ત સરદારો રાણા સંગને પક્ષે રહ્યા. આમ છતાં રાણા સંગને કુંવર રતનસિંહને ગાદીવારસ તરીકે સ્વીકારવાની ફરજ પડી અને એ જ કારણે એને બંડખોરોને માફ કરવા પડ્યા. પણ નિષ્ફળ નીવડેલ આ બંડે એની શંકાઓને દૃઢ કરી હતી અને તેથી સત્તાની સમતુલા જાળવવા એણે બે કામ કર્યાં. પહેલું કામ એ કે

એણે બૂંદીના સૂરજમલને પોતાનો મુખ્ય પ્રધાન બનાવ્યો. બીજું એ કે એણે કુંવર રતનસિંહને સૂરજમલ અને રાણી કર્મેતીની બહેન મુજા સાથે પરણાવ્યો કે જેથી રાણો પોતે કદાચ મૃત્યુ પામે તો સગીર વયના રતનસિંહ વતી સૂરજમલ જ બધો રાજકારભાર ચલાવે; રાણી ધનબાઈ નહિ. અંતમાં રાણા સંગે પોતાની રાણી કર્મેતીને તેના ભાઈના ખાસ રક્ષણ હેઠળ સોંપી અને પોતે ઈ. સ. ૧૫૧૮માં માલવામાંથી લઈ પોતાના રાજ્યમાં જોડી દીધેલ રણથંભોરનો મજબૂત કિલ્લો તેને અને તેનાં સંતાનોને અંગત જાગીર તરીકે તથા ભવિષ્યમાં કોઈ કટોકટી ઊભી થાય તો આશ્રયસ્થાન તરીકે આપ્યો. વળી એણે રતનસિંહનું બીજું લગ્ન અબ્બરની એક રાજકુંવરી જોડે ગોઠવ્યું હતું; પણ એ લગ્ન થઈ શક્યું નહિ.

રાજસ્થાનના રાજકારણમાં પેદા થયેલી આ કટોકટીને અહીં વિગતે રજૂ કરવામાં આવી છે તેનું કારણ એ કે મેવાડના હવેના ઈતિહાસમાં એનું સર્વોપરિ મહત્ત્વ હોવા ઉપરાંત હવે પછીના દાયકામાં મીરાંબાઈને જીવનમાં જે કડવા અનુભવો થયા તેનું સ્પષ્ટીકરણ પણ એમાંથી મળે છે. મેવાડના રાણાઓ અને જોધપુરના રાવોમાંથી કોઈને માટે પણ આ ઘટના ગૌરવશાળી ન હોવાથી રાજદરબારના ઈતિહાસના લેખકોએ એ અંગે મૌન સેવ્યું છે. પણ એમના મૂળ સંદર્ભમાંથી વિખૂટી પડી હોવા છતાં અને એમને સાંધનારી કડીથી રહિત હોવા છતાં આ ઘટનાની વિગતો જાણીતી છે એ વિગતો આ રહી.
(૧) જેની પાછળ કોઈ પણ પ્રયોજન દેખાતું નથી અને બધા ઈતિહાસોમાં જે સાવ અદ્ધર વાત લાગે છે તે ગાદીત્યાગની રાણા સંગે કરેલી વાત.
(૨) ઈ સ. ૧૫૧૮માં ગોગ્રામ ખાતે રાણા સંગે મેળવેલ મહાન વિજય. ઈ. સ. ૧૫૧૭–૧૫૨૦માં ઉત્તર માલવાની જીત અને ઈ સ. ૧૫૨૦માં ગુજરાત ઉપર આક્રમણ પછીનાં થોડાં જ વર્ષોમાં મુઝફ્ફર

બીજા અને મહમ્મૂદ બીજા ની મેવાડ પર સંયુક્ત ચઢાઈ. રાજકીય પરિસ્થિતિમાં આવેલો આવો સંપૂર્ણ પલટો મેવાડમાં જે કટોકટી પેદા થઈ હતી તેની જાણકારીને પરિણામે જ શક્ય છે. પૂર્વનાં રાજ્યોમાં આવી કટોકટીઓ મોટે ભાગે રાજગાદીના વારસાહક અંગે જ શક્ય બનતી હતી. (૩) સુલેહશાંતિના બાંધણુ તરીકે કુંવર વિક્રમાજીતની મુઝફ્ફર બીજાને સોંપણી આવું પગલું આમ તો સમજી શકાય એવું નથી જ. રાણા સંગને કોઈ અત્યંત વિકટ પરિસ્થિતિનો સામનો એકાએક કરવો પડ્યો હોય તો જ આ બાબતનો મેળ બેસે. (૪) પન્નાદાઈની વાત-જેનો પાછળ સંબંધ જોડવામાં આવ્યો ગુજરાતના બહાદુરશાહે ઈ. સ. ૧૫૩૫માં ચિતોડગઢને ઘાલેલા ઘેરા સ.થે. હાલના ઇતિહાસકારો આ વાત સ્વીકારતા નથી. ૧૫૩૫માં ઉદયસિંહ તેર વર્ષનો હતો અને એને ટોપલામાં સંતાડીને લઈ જઈ શકાય નહિ. પણ આવી વાતોનો ગર્ભરૂપ સાર હંમેશાં વિશ્વાસપાત્ર હોય છે, અને ઈ. સ ૧૫૨૨માં જ્યારે વિક્રમાજીતને ગુજરાતના સુલતાન પાસે મોકલવામાં આવ્યો ત્યારે ઉદયસિંહની સ્તનંધય શિશુની અવસ્થા હતી. (૫) રાણા સંગે રાણી કરમેતીને રણથંભોરની જાગીર આપી. આધુનિક ઇતિહાસકારો એને રાણા સંગની નિર્બળતા અને સાથે સાથે રાણી કરમેતીનાં રૂપગુણને આભારી ગણે છે પણ એ બરાબર નથી. હકીકતમાં તો રાણો સંગ પોતાના ઘણા તોફાની અને અર્ધસ્વતંત્ર જાગીરદારોને પોતાની નિર્બળતાને કારણે કાબૂમાં રાખી શકતો ન હોવાથી એને આવું પગલું લેવાની ફરજ પડી હોવી જોઈએ. (૬) પાછળથી જ્યારે રતનસિંહ ગાદીએ આવ્યો ત્યારે રાણા સંગની આવી કટોકટીના સમયમાં પણ રાણી કરમેતી અને તેના સૌ'સહાયકોની' નિર્દય ને ઝેરીલી સતામણી થઈ હતી એ હકીકત.

વિગતોની ચકાસણી પછીની આ સુસંકલિત યોજનામાં હજી પણ એક સવાલ બાકી રહી જાય છે. જે બંડ રાણા સામે થયું તેનો પ્રેરક

ને સંચાલક કોણ? કદાચ ક્રુદ્ધ બનેલી રાણી ધનબાઈએ એ બંડ કરાવ્યું હોય. એ બહાદુર અને અભિમાની રાણી ઈ. સ. ૧૫૩૫માં ચિતોડગઢના ઘેરા વખતે છેવટના મરણિયા ધસારામાં લડતાં લડતાં મૃત્યુ પામી હતી. પણ એ રાણીએ એ બંડ પ્રેર્યું હોવાનો સંભવ ઝાઝો નથી. એકલે હાથે આવો મોટો ગુનો કરવાની શક્તિ એ રાણીમાં ન જ હોય અને વળી, પોતે હિંદુ સ્ત્રી હોવાથી, પોતાના જ પતિની વિરુદ્ધ જઈને આવો મોટો રાજદ્રોહ કરવાની હિંમત એ ન દાખવી શકે. પણ સંભવ એવો છે કે જોધપુર પક્ષના બીજા સરદારોએ એની ઇચ્છા કે અનિચ્છાએ પણ પોતાની યોજનામાં એને સંડોવી હોય. પણ રાવ ગાંગાજી રાણા સંગને વફાદાર હતો અને દેખીતી રીતે જ પોચો માણસ હતો. ત્યારે શું એના દીકરા માલદેવનું એ કાર્ય હશે? પણ તે વખતે માલદેવ તો માત્ર અગિયાર વર્ષનો હતો. પણ તે જમાનામાં મોગલ બાદશાહ બાબરના અને બીજા કેટલાકના કિસ્સાઓ પરથી જણાય છે કે કેટલાક રાજકુમારો અકાલે પ્રૌઢ બન્યા હતા. આપણે કશું પણ નિશ્ચિતપણે કહી શકીએ તેમ નથી. ગમે તે હોય પણ રાણા સંગની ધડભાગ અને તકેદારી એટલું સાબિત કરી જાય છે કે કોઈ ખરેખર ભયંકર માણસનો હાથ આ કાવત્રા પાછળ હતો અને એ માણસ રાણા કુંભની સગીર વય હતી ત્યારે રણમલ રાઠોડે જે પ્રયાસ કર્યો હતો તેવો પ્રયાસ ફરીવાર કરવામાં ચૂકે એવો ન હતો. જેણે પાછળથી આવો પ્રયાસ સાચે જ કર્યો તે વ્યક્તિ તે માલદેવ. માલદેવે પોતાના પિતાનું ખૂન કર્યું, બૂંદી મેડના ને અંબરના પક્ષકારોને પૂરા કરવામાં રતનસિંહને મદદ કરી, અને રતનસિંહના મૃત્યુ બાદ મારવાડને રાજસ્થાનમાં સર્વોપરિ સત્તા બનાવવામાં એ લગભગ સફળ થયો.

જોધપુરના બંડને નિષ્ફળ બનાવવામાં મીરાંબાઈએ કૈંક ભાગ ભજવ્યો હોવાનો સંભવ છે, અને તેથી રાણો સંગ ઉપકારવશ બન્યો હોય. ગમે તે થયું હોય પણ રાણો સંગ

જીવ્યો ત્યાં સુધી મીરાં પોતાની માન્યતા અને આદર્શો મુજબ પૂરેપૂરી સ્વતંત્ર રીતે રહી શકી હતી એ ચોક્કસ વાત છે. બીજી બાજુ, આજ કારણે જોધપુરવાળાઓને મીરાં માટે અતિ ઉત્કટ ધિક્કાર પેદા થયો હોવો જોઈએ.

ઈ. સ ૧૫૨૮માં રતનસિંહ ગાદીએ આવતાં જોધપુરવાળાઓએ રાણા સંગના પક્ષકારોને મિટાવી દેવાના પ્રયત્નો આદર્યા એનો ભોગ મીરાંબાઈ પણ બની. રતનસિંહ અને એના મળતિયાઓને સીધી કે આડકતરી રીતે ધાર્મિક બાબતોમાં રસ જ ન હતો. એમણે જે કેટલાકને હદપાર કર્યા તેની પાછળનાં કારણો કેવળ રાજકીય જ હતાં. રાણી કરમેતી, એના બે કુંવરો અને કરમેતીનો ભાઈ બૂંદીનો સૂરજમલ રાજગાદી અને રાજવહીવટ માટે રતનસિંહના હરીફ હતા એટલે એમને થયેલી કનડગત સમજી શકાય તેવી છે પણ મીરાં પરાજિત બનેલ મેડતાની કુંવરી હોવા છતાં સત્તાની ખેંચતાણથી સાવ અલિપ્ત એવી વિધવા હતી. એની કનડગત શા માટે? મીરાંની કનડગત એક જ રીતે સમજાવી શકાય તેમ છે રાણા સંગને ગાદી પરથી ઊથલાવી પાડવા માટે જોધપુરવાળાઓએ જે બંડ જગાવ્યું હતું તેના સમાચાર રાણા સંગને મોકલી મીરાંએ તેમને વખતસર ચેતવી દીધા હોવાથી બંડ નિષ્ફળ નીવડ્યું હોઈ જોધપુર પક્ષને મીરાં સાથે હાડોહાડ વેર બંધાયું હોય એમ હોય તો રતનસિંહ ગાદીએ આવતાં વેંત બદલો લેવાને તૈયાર થાય.

આપણે મીરાં સંબંધી જે કાંઈ જાણીએ છીએ તેને આધારે એટલું તો ભારપૂર્વક કહી શકીએ કે રાજખટપટો કે ધાર્મિક ઝઘડાઓમાં મીરાં ભાગ ન જ લે પણ જે ભક્તિપ્રધાન જીવન એ ગાળતી હતી અને જેમાં એને જીવનનાં ઉચ્ચતમ નૈતિક મૂલ્યો સમાયેલાં લાગતાં હતાં તેનો કોઈ વિરોધ કરે કે તેમાં અવરોધ ઊભા કરે તો મીરાં નિર્ભયતાપૂર્વક મક્કમપણે એનો સામનો કરે જ; એમાં શંકા

નથી રાણા સંગની સામે જગાવવામાં આવતા બંડની વાત રાજકુટુંબના માણસોથી કઈ રીતે લાંબો વખત સુધી છૂપી રહે? જોધપુરવાળાઓની દમદાટીથી રાજકુળની સ્ત્રીઓ ડરી ગઈ હશે. પણ મીરાં એ રીતે ડરી નથી લાગતી.

આ સમય સુધી મીરાં આમજનતા સાથે છૂટથી હળતીભળતી થઈ નહીં હોય પણ એ રૈદાસજીની શિષ્યા હતી. બંડખોરોમાંથી કેટલાકનું અંતર તેમને ડંખતું હોય. એવાઓને મીરાં જેવી પવિત્ર ને ઈશ્વરભક્ત પ્રભાવશાળી સન્નારીઓમાં પૂરો વિશ્વાસ હોય. એમણે રાણા સંગની સામે યોજના બંડ અંગે મીરાબાઈ આગળ પોતાનું અંતર ખોલ્યું હોય પોતાનો જીવ જોખમમાં આવી પડવાની શકયતા છતાં નિર્ભીક મીરાંએ પોતાના આદરપાત્ર વડીલો રાણા સંગને તથા કાકા વીરમદેવને પોતાને મળેલી માહિતી પહોંચાડી તેમને તત્કાળ ચેતાવવાની પોતાની ફરજ ગણી હોય રાણો સંગ મીરાંના શ્વસુરકુળનો વડો હોઈ ને મીરાંને એને માટે સ્વાભાવિક રીતે આદરમાન હોય. વળી ભોજરાજ સાથે મીરાંનો લગ્નવિધિ થતો હતો ત્યારે જે કટોકટીભરી પરિસ્થિતિ ઊભી થઈ હતી તે પછી રાણા સંગે ઉદાર દૃષ્ટિ રાખી મીરાંને ઘણી છૂટ આપી હતી તેથી મીરાં રાણાની ખાસ ઋણી હતી. એટલે ઈ. સ. ૧૫૨૨માં જોધપુરવાળાઓએ મેવાડની ગાદી હાથ કરવા માટે બંડ કર્યું ત્યારે એ બંડની યોજનાના સમાચાર રાણા સંગને વખતસર પહોંચાડી દઈ બંડને નિષ્ફળ બનાવવામાં ભાગ ભજવનાર મીરાં રતનસિંહને મન વિદ્રોહી હોઈ ને એની અને એના પક્ષકારોની આંખમાં કણાની જેમ ખટકતી હોવી જોઈએ, અને રતનસિંહ ઈ. સ. ૧૫૨૮માં ગાદીએ આવતાં મીરાંનો કાંટો દૂર કરવાના પ્રયત્નો આરંભાયા હોય.

પણ આ બધું અનુમાનની ભૂમિકાથી આગળ વધી શકે એવું નથી.

ઈ. સ. ૧૫૨૨–૧૫૨૭નો ગાળો મીરાંને માટે સુખશાંતિનો સમય હતો. એ ગાળામાં એનો અભ્યાસ વધ્યો, પ્રૌઢિ પ્રાપ્ત

થઈ અને એણે કાવ્યો રચ્યાં. માજી યુવરાજ ભોજરાજની વિધવા હોઈ મીરા શાંતિપ્રધાન છતાં ગૌરવભર્યું જીવન ગાળતી હતી. એનો સમય ગિરધરલાલજીની ભક્તિમાં, સાધુઓ અને વૈરાગીઓને દાન આપવામા. તેમની ધર્મચર્ચા સાંભળવામા, અભ્યાસમા, તથા ધાર્મિક પદ અને ભજનો રચવામાં પસાર થતો હતો. એની ગુરુ વૃદ્ધ ઝાલી રાણી હજી જીવતી હતી ઈ. સ. ૧૫૨૪-૧૫૨૭ના ગાળામાં એનું અવસાન થયું. એના અવસાન બાદ એના બધા સંબંધો જાળવવાનું અને તે અંગે આવી પડતી વધારાની ફરજો બજાવવાનું કામ મીરાંને માથે આવી પડયું હોવું જોઈએ. એથી મીરાંને જાહેરમાં વારંવાર આવવાનું તો કદાચ નહીં બન્યું હોય પણ આ વર્ષોમાં એનો આમજનતામાં રસ કેળવાયો અને આમજનતા જોડે એના સંપર્કનો આરંભ થયો. રાગ-ગોવિંદ ગીતગોવિંદની ટીકા. મીરાંબાઈનો અભિનવ મલાર રાગ-એ આ ગાળાની રચનાઓ હોઈ શકે

એ સમયે મીરાંના દરજ્જા જેવો રાજકુટુંબનો દરજ્જો ભોગવનારી સ્ત્રીઓ કેવું જીવન ગાળતી હતી તે અંગેની સારી માહિતી મળે છે. માજી રાજાની વિધવા રાણીઓ વિદેહ રાજકુમારોની વિધવાઓ, રાજકુટુંબની અન્ય વૃદ્ધ સ્ત્રીઓ વગેરેને એકલાં કે નાનકડાં જૂથમાં રહેવા માટે રાજ્યના મુખ્ય મહેલ કે પછી કોઈ જૂના મહેલમાંથી થોડો ભાગ કાઢી આપવામાં આવતો અને ત્યાં તેઓ પોતાનાં દાસદાસીઓ સાથે રહેતાં, કોઈ સગાંધી કે અન્ય મોભેરા મહેમાનને આવકારવાના ટાણા સિવાય તેઓ ખટપટવાની બાબતોથી અલિપ્ત રહેતાં એમનાં ભરણપોષણને માટે એમની પાસે અંગત જાગીરનાં ફળદ્રુપ જમીનવાળાં, પણ જેનુ સરકારી દૃષ્ટિએ મહત્ત્વ ન હોય એવાં, ગામો હતાં અને તેમાંથી એમને ઠીકઠીક આવક રહેતી. એમાંની મોટા

ગિરધરલાલજીને ઉદ્દેશીને રચાયેલાં મીરાંનાં અનેક પદો કે પદગુચ્છો મીરાંના કાવ્યરચના કાળના આરંભનાં વર્ષોની કૃતિઓ ગણી શકાય.

ઈ. સ. ૧૫૨૭ના ફેબ્રુઆરીની ૨૧મી તારીખે ખનુઆના યુદ્ધમાં રાણા સંગની જે હાર થઈ તે પછી મીરાંબાઈને માટે મૂંઝવણ, કનડગત, સતામણી, અને જુલમનો સમય શરૂ થયો. એ વર્ષમાં મોગલ બાદશાહ બાબરે પોતાના વધુ કેળવાયેલા અને વધુ સારાં શસ્ત્રાસ્ત્રો ધરાવતા નાના સૈન્ય વડે, રાણા સંગના બહાદુર, છતાં વ્યવસ્થિત યુદ્ધતાલીમ વગરના, સરદારોથી દોરવાતા મોટા સૈન્યને જબરી હાર આપી. એ પ્રસંગે જે રજપૂત સરદારો માર્યા ગયા તેમાં મીરાંના પિતા રતનસિંહ રાઠોડનો પણ સમાવેશ થાય છે. પણ તે પછીનો બનાવ તો તેથી પણ વધારે માઠો છે. રણથંભોરથી મંડલગઢ આવતાં રસ્તામાં રાણા સંગનું, ઝેર અપાયાને કારણે, ઈ. સ. ૧૫૨૮ના જાન્યુઆરીની ૩૦મી તારીખે મૃત્યુ થયું. રાણો સંગ જતાં મીરાંએ પોતાનો રક્ષક ગુમાવ્યો. નવો રાણો રતનસિંહ બીજો મીરાંનો કટ્ટર દુશ્મન નીવડ્યો. આ રતનસિંહે ધાર્મિક હેતુ માટે મીરાંને કનડી હોઈ હોવાનો પુરાવો નથી. રતનસિંહને ધાર્મિક પ્રશ્નોમાં ભાગ્યે જ કશો રસ હતો. પણ મીરાં મેડતાની કુંવરી હતી. જોધપુરવાળાઓને મેડતા સાથે વેર હતું.

ઈ. સ. ૧૫૨૨ના એમના બંડની નિષ્ફળતા માટે જવાબદાર મેડતિયા રાઠોડ હતા. એટલે રતનસિંહ ગાદીએ આવતાંની સાથે જ જોધપુરવાળાઓએ મેડતિયા પક્ષને દૂર કરવાનો આરંભ કર્યો. મીરાં પાસે અનેક સાધુઓ આવતા જતા. જાસૂસો, ખાનગી સંદેશવાહકો અને બંડખોરો પણ

ભગવાં ધારણ કરી સાધુ બની પોતાનું કામ કરતા એટલે મીરાં રાજખટપટમાં સામેલ હોવાની શંકા સહેજે થાય. રતનસિંહના અમલમાં દેશવટો ભોગવતા પોતાના કાકા વીરમદેવ સાથે સંપર્ક ચાલુ રાખવા મીરાં પ્રયત્ન કરે એ સ્વાભાવિક હતું અને તેથી મીરાં ઉપરની શંકા સાવ નાપાયાદાર ન હતી. મીરાંએ મોગલ બાદશાહ બાબર પાસેથી પોતાના કાકા માટે મદદ મેળવવા વાટાઘાટો ચલાવી હોવાનો સંભવ છે, અને તેથી મીરાંને એકાંત સ્થળે નજરકેદની સ્થિતિમાં રાખવામાં આવી. ચંપા અને ચમેલી નામની બે દાસીઓ એની સંભાળ રાખતી હતી પણ આ બન્ને થોડા જ વખતમાં મીરાંની ચુસ્ત અનુયાયી બની ગઈ. તે પછી મીરાંનો જાન લેવાના બે પ્રયત્નો થયા. એકવાર ફૂલના છ બડામાં ઝેરી નાગને છુપાવી તે છાબડો મીરાંને મોકલવામાં આવ્યો. બીજી વાર ચરણામૃતને બહાને મીરાંને ઝેર આપવામાં આવ્યું. પણ બન્ને વખતે મીરાં બચી ગઈ. તે પછી, રાણી કરમેતીની માફક એને નાસી જવું પડ્યું, કે પછી રતનસિંહના થયેલા ખૂનને લીધે એ વખતસર બચી ગઈ, તે સમજાતું નથી.

માંહોમાંહે ઝઘડા કરતા પોતાના સરદારોને પોતાના વર્ચસ્વ હેઠળ રાખવા રાણા સંગે અનેક વિજયપ્રસ્થાનો આદર્યાં હતાં. એને પરિણામે રજપૂત રાજાઓના સંઘની હકૂમત આખા ઉત્તર અને મધ્ય માળવા ઉપર (ચંદેરીયા ભિલસા અને રૈસીન સુધી) તથા મેવાત અને ઈડર ઉપર ફેલાઈ ગઈ હતી પણ રાણા સંગની અત્યંત સાવચેતીભરી અને દાવપેચ રાજનીતિ એટલું તો સાબિત કરે જ છે કે એને પોતાની નબળાઈઓનો પૂરેપૂરો ખ્યાલ હતો. તે છતાં એણે બાબર સાથે લડાઈ કરી તેનાં બે કારણો હોઈ શકે. ગંગાના મેદાનોમાં જે ડામાડોળ પરિસ્થિતિ હતી તેના ઉપર જ એના રાજ્યના ઉત્તર

મીરાંના રૂપની ખ્યાતિ સાંભળીને બાદશાહ અકબરે એને મળવા પ્રયત્ન કર્યો હતો અને એને કીમતી ભેટ મોકલી આપી હતી અને તે વાતની ખબર પડતાં રાણાએ ગુસ્સે થઈ મીરાંને ઝેર આપવાનો પ્રયત્ન કર્યો હતો. દંતકથા જે રીતે વાતને રજૂ કરે છે તે રીતે તો એ માન્ય રાખી શકાય તેમ છે જ નહિ. એમાં ઐતિહાસિક તથ્ય રહેલું જણાય છે. દેખીતી રીતે જ અહીં બે ભિન્ન પરંપરાઓની ભેળમેળ છે. આપણે આગળ જોઈશું કે અકબરે મીરાંબાઈની મુલાકાત લીધી હોવાનો પૂરો સંભવ છે. પણ એ મુલાકાત થઈ તે સમયે મીરાં ઘરડી થઈ ગઈ હતી અને રૂપસુંદર નહોતી; એટલું જ નહિ પણ લાંબા કાળથી એણે ચિતોડગઢનો ત્યાગ કર્યો હતો, એટલે તે સમયે મેવાડમાં રાજ કરતા રાણા ઉદયસિંહ–ઉદેસિંગને મીરાંને હેરાન કરવાનું કશું કારણ પણ ન હતું અને એને તક પણ ન હતી. ઉદેસિંગના નહિ પણ રતનસિંહના રાજ્યકાળમાં મીરાં ચિતોડગઢમાં રહેતી હતી અને એના દિયર રતનસિંહે જ એને ઘણો ત્રાસ આપ્યો હતો. મીરાંને નામે ચડેલાં કેટલાંક ભજનોમાં જ્યાં રાણા તરફથી થતી હેરાનગતિની વાત આવે છે ત્યાં રાણાને દિયર જ કહ્યો છે ,અને આપણે જાણીએ છીએ કે રતનસિંહ ભોજરાજનો નાનો ભાઈ હોઈને મીરાંનો દિયર થતો હતો. એ જ રતનસિંહ તરફથી હેરાનગતિ ભોગવતી રાણી કરમેતીએ બાબર સાથે સંદેશાઓ ચલાવ્યા હતા. વાતનો તાળવો મેળવતાં લાગે છે કે મીરાંને જે ભેટ મળ્યાની વાત છે તે ભેટ અકબરે નહીં પણ બાબરે મોકલી હોવાનો સંભવ છે; અને તે મીરાંના રૂપને કારણે નહીં. એ ભેટ મીરાંના કાકા વીરમદેવને આપેલી પૈસાની મદદ હોઈ શકે ગજપૂત સત્તા ફરીથી જામે નહીં એ જોવામાં બાબરને રસ હતો જ અને તેથી રતનસિંહે મૂર્ખાઈ કરીને જે પક્ષને હેરાન કરવા માંડ્યો હતો તે પક્ષને મદદ મોકલી રાજપૂતોના માંહોમાંહેના વિગ્રહને ચાલુ રાખવાની ઈચ્છા બાબર માટે સાવ સ્વાભાવિક ગણાય.

દંતકથા પ્રમાણે તો મીરાં એનો જાન લેવાના જે પ્રયાગો થયા તેમાંથી ચમત્કારભરી રીતે છટકી ગઈ. પણ મીરાં બચી ગઈ તે માટે ચમત્કારને આગળ કરવાની ઝાઝી જરૂર નથી અસંખ્ય લોકો મીરાંને ખૂબ જ ચાહતા હતા અને એમને મીરાં માટે પુષ્કળ આદરબુદ્ધિ હતી. એવા માણસો સમાજના જે થરના હતા તે થરની વ્યક્તિઓને જ મીરાંની હત્યાનું કામ સોંપાયું હોવું જોઈએ. વિષધર નાગને સ્થાને નિર્વિષ સર્પને છાબડામાં ઘાલ્યો હોય, ચરણામૃત કહીને જે ઝેર મોકલ્યું તે ઝેર કાતિલ ન નીવડે એવું પીણું જ મીરાંને અપાયું હોય. આ પાણી કાલિમાતાની મૂર્તિને સ્નાન કરાવ્યાનું પાણી હતું. આ મૂર્તિને બલિદાનરૂપે વધેરેલાં પશુઓના રક્તથી અર્ચવામાં આવતી હોઈને એ પાણી અત્યંત અશુદ્ધ હોવું જોઈએ. કાલિમાતા એ ચિતોડગઢની કુળદેવી હતી અને તેથી આ પ્રકારની આકરી શિક્ષા જેમણે ભયંકર રાજદ્રોહ કર્યો હોય એમને જ કરવામાં આવતી હોવી જોઈએ. કાલિમાતાનો શિવ સાથે ગાઢ સંબંધ છે અને તેથી પાછળથી એવી વાત ફેલાવવામાં આવી હોય કે મીરાં વૈષ્ણવ હોવાથી ધર્માંધ શૈવ રાણાએ એને ખૂબ જ સંતાપી.

રતનસિંહની હત્યાથી મીરાંનાં દુઃખોનો અંત તો ન આવ્યો, પણ ઊલટી પરિસ્થિતિ વધારે વણસી. હવે એની સતામણી મેડતાની રાજકુંવરી તરીકે ન થઈ, પણ ભોજરાજની વિધવા અને રાજકુટુંબની એક આગળ પડતી વ્યક્તિ હોવાને કારણે થવા લાગી. નવો રાણો વિક્રમાજીત રાણી કરમેતીનો મોટો કુંવર હતો અને રતનસિંહના શાસન દરમ્યાન મીરાં પણ સમાનપણે દુઃખ ભોગવતી હોઈ એને રક્ષણ આપવાની વિક્રમની ફરજ હતી, પણ વિક્રમાજીત વિકૃત માનસનો 'ગાંડુ' હતો એમ જણાય છે. એની આ જાતની વિલક્ષણતાને લીધે બીજા મહત્ત્વાકાંક્ષી માણસોનો એના ઉપર પૂરેપૂરો પ્રભાવ

હોવાનો પૂરો સંભવ છે. એ કારણે રાજ્યના સરદારો એની અવગણના કરતા હતા અને એ પણ તેમાંના ઘણાને ખૂબ જ ધિક્કારતો હતો. રાજ્યકારભાર રાણી કરમેતીના હાથમા હોવાથી જ કોઈ કટોકટી ઊભી થઈ ન હતી. ઈ. સ. ૧૫૩૫ માં રાણી કરમેતી જૌહરમાં મરણ પામી ત્યારે વિક્રમાજીત રાજગાદી પર ટકે એ વાત અશક્ય બની. પણ તે પહેલાં રજપૂત રાજ્યોનો સંઘ ઝડપથી તૂટવા માંડયો હતો રણથંભોર ઉપર બાબરનુ શાસન થઈ ચૂક્યું હતું. રતનસિંહના રાજ્યકાળમાં બૂંદી અને જોધપુર વચ્ચે જબરો આંતર કલહ થયો હતો. વિક્રમાજીત ગાદીએ આવતાં બૂંદી પક્ષ જોરમાં આવ્યો જોધપુર સ્વતંત્ર રાજ્ય બની ગયું. ઈ.સ. ૧૫૩૨માં રાવ ગાંગાજીને એના પુત્ર માલદેવે ઝરૂખામાંથી નીચે ફેંકી દઈ મારી નાખ્યો. તે પછી જોધપુર સાવ સ્વતંત્ર બની ગયુ. રતનસિંહના શાસન દરમિયાન આ માલદેવ જ જોધપુર પક્ષનો મુખ્ય સંચાલક હોવો જોઈએ. માલદેવે પોતે પોતાનું સામ્રાજ્ય ઊભું કરવા માંડ્યું અને થોડા જ વખતમાં જોધપુરની સત્તા મેવાડ કરતાં વધી ગઈ. ઉત્તરમાં પણ મેવાડની સત્તા રહી ન હતી. બાબરના રાજ્યે કછવાહો ઉપરનો પોતાનો કાબૂ ગુમાવી દીધો હતો. અને હિંદની ઉત્તર સરહદના બીજા અનેક રાજાઓની માફક મુસ્લિમ રાજકર્તાઓ અને મેવાડ એમાંથી એકે સાથે જોડાણ સાધવાની અશક્તિને કારણે એમની દશા ત્રિશંકુ જેવી હતી. બીજી મોટી સત્તાઓ અન્યત્ર રોકાયેલી હોવાને કારણે જ એ લોકોનું સ્વતંત્ર અસ્તિત્વ ટકી રહ્યુ હતું. બૂંદીનો હજી પણ ચિતોડગઢ સાથે ગાઢ સંબંધ રહ્યો હતો અર્ધ ચક્રમ રાવ સૂરત્રાણ ગાદીભ્રષ્ટ થયા પછી રાણી કરમેતીની બૂંદીમાંની લાગવગ પણ ઘટી ગઈ હતી. વિક્રમાજીતે મેવાડના ભાયાતોને નાખુશ કરતાં તેઓ રાજ છોડી ગયા. વિક્રમાજીતે પહેલવ જાતિના ભાડૂતી ભરવાડોને તેમને સ્થાને આણ્યા. રજપૂતોની મર્દાનગી કન્હવાના યુદ્ધ વખતે નિષ્ફળ નીવડી હોઈને એનું આ પગલું બહુ ખોટું ન ગણી શકાય

પણ આ બખાને પરિણામે ચિતોડગઢ ખૂબ જ નબળું પડ્યું. આવો સારો લાગ હોવાથી ગુજરાતના બહાદુરશાહે પોતાના એ અણનમ શત્રુઓને ઠેકાણે આણવાની આ ઉત્તમ તક છે એમ માની ઈ. સ. ૧૫૩૨માં ગાઘરીનના રાવ સિલ્હાદિને પહેલો દૂર કર્યો. આ રાવ પહેલાં માલવાના સુલતાનનો ખંડિયો રાજા હતો પણ પછી રજપૂત રાજ્યોના સંઘમાં જોડાયો હતો. ચિતોડગઢમાંથી જોઈતી કુમક ન મળતાં એ, એનું કુટુંબ અને એના અનુયાયીઓ મરાયા કે જોહર કરી ચિતામાં બળી મૂઆ. પછી બહાદુરશાહે મેવાડ પર ચઢાઈ કરી. પણ ચોમાસું અને પોર્ટુગીઝ લોકોના ગુજરાત પરના હુમલાને કારણે ચિતોડગઢ બચી ગયું. એ ટાણે રતનસિંહ બીજાની માતા વૃદ્ધ રાણી ધનબાઈએ કારભાર હાથમાં લીધો. એને જોધપુરથી મદદ મળવાની આશા હતી. વિદેહ રાણા સંગની એ વિધવા હતી અને એને જાવરની જાગીર મળતાં એ જાવરબાઈનો ખિતાબ પામી હતી. મુસલમાનોએ એ નામને જવાહિરબાઈમાં ફેરવી નાખ્યું છે. પણ ઈ. સ. ૧૫૩૩માં મેવાડના ઘણા ભાયાતોની મદદ સાથે બહાદુરશાહ ફરી એકવાર ચઢી આવ્યો. રણથંભોર અને અજમેર સુધીનો રાજસ્થાનનો મુલક કબજે કરી એણે ચિતોડગઢને ઘેરો ઘાલ્યો. નુકસાન પેટે પુષ્કળ દ્રવ્ય આપીને ધનબાઈએ એને પાછો તો વાળ્યો પણ મેવાડની સત્તા છિન્નભિન્ન થઈ ગઈ. અને બીજે વર્ષે બહાદુરશાહ વળી પાછો આવ્યો. વિક્રમાજીતની માત્ર નામની જ સરદારી નીચેનું બૂંદીનું સૈન્ય સોઈચા પાસે હારી ગયું અને તે પછી જુવાન રાણાને યુદ્ધ કરવાની હિંમત જ ન રહી પણ રાણી ધનબાઈ અને રાણી કરમેતીની સરદારી નીચે મેવાડના વફાદાર ભાયાતો અને બૂંદી મેડતા અને જોધપુરથી આવેલ લશ્કરી ટુકડીઓએ ચિતોડગઢનું રક્ષણ કર્યું. ચિતોડગઢની મદદે આવવા મોગલ શાહેનશાહ હુમાયુને કરેલી અરજ નિષ્ફળ નીવડતાં ઈ સ. ૧૫૩૫ના માર્ચની આઠમી તારીખે ચિતોડગઢ પડ્યું. રાજપૂતોએ કરેલાં કેસરિયાંના

છેવટના મરણિયા ધસારામાં રાણી ધનબાઈ (જવાહિરબાઈ) યુદ્ધમાં લડતાં લડતાં મૃત્યુ પામી અને રાણી કરમેતી બીજી તેર હજાર રાજપૂત સ્ત્રીઓ સાથે જૌહર કરી ચિતામાં બળી ગઈ.

તે પછી વિક્રમાજીત ચિતોડગઢ પાછો આવ્યો એના બધા ભાયાતો એને છોડી ગયા હતા. ઈ સ ૧૫૩૬માં વનવીરસિંગે એનું ખૂન કર્યું. વિક્રમાજીતનો નાનો ભાઈ ઉદેસિંગ કુંભલગઢ નાસી ગયો ત્યાં સરદારોએ ઈ. સ. ૧૫૩૭માં એને ગાદીના હકદાર તરીકે સ્વીકાર્યો ચિતોડગઢ હવે સાવ નાનકડું રાજ્ય થઈ રહ્યું. ઈ. સ. ૧૫૪૦માં ઉદેસિંગ વનવીરને હાંકી કાઢવામાં સફળ થયો અને બે વર્ષ પછી રાણા તરીકેનો એનો રાજ્યાભિષેક થતાં મેવાડ ફરી એકવાર સંગઠિત બન્યું, પણ ઈ. સ. ૧૫૪૩માં સુલતાન શેરશાહ સૂરે ચઢાઈ કરી અને તે પછી ઘણાં વર્ષો સુધી ચિતોડગઢનો કિલ્લો અફઘાનોના કબજામાં રહ્યો.

મીરાંબાઈની જીવનકથામાં આ બધી ઘટનાઓનો ઉલ્લેખ છે જ નહિ. ચિતોડગઢ પરનાં આક્રમણો ને ઘેરાઓની વિગતોમાં પણ મીરાં-બાઈનું નામ ક્યાંય મળતું નથી એટલે ઈ સ ૧૫૩૨ના એપ્રિલ માસમાં ચિતોડગઢનો પહેલો ઘેરો શરૂ થયો તે અગાઉ મીરાં ચિતોડ છોડી ગઈ હોવી જોઈએ. વિક્રમાજીતે મીરાંને કનડગત કરી હતી પણ એવી હેરાનગતિ કરવા પાછળ એણે બહાનું શું બતાવ્યું હશે? મીરાંની ધાર્મિક માન્યતાઓ અને પ્રવૃત્તિઓ જ જવાબદાર હોવી જોઈએ. સમાજધારણ અને રાજધર્મની ઉપેક્ષા કરીને મીરાંએ બળવો તો પોકાર્યો જ હતો અને તે ઉપરાંત હૃદયધર્મનો બોધ કરી એણે સમાજના નીચલા થરોને તથા સ્ત્રીઓને પોતાનાં બનાવ્યાં હતાં. રાજ્યની ડામાડોળ પરિસ્થિતિને ટાણે મીરાંનો ઉપદેશ અને સૌ જોડે છૂટથી હળવાભળવાપણું અને ખાસ કરીને તો ગમે ત્યાંથી આવી ચડતા સાધુઓને સત્કારવાની વાતથી મીરાંબાઈ એક ભયંકર સમાજવિરોધી બળ ગણાઈ રાણી કરમેતીએ પોતાના પુત્રના

કાર્યને ટેકો આપ્યો હશે ? કે પછી એનાથી છાની રીતે વિક્રમાજીતે મીરાંને હેરાન કરી ? આપણે આ અંગે કશું જાણતા નથી.

મીરાબાઈને મેડતા લાવવામાં આવી. પોતાની ભત્રીજી હોઈને વીરમદેવે એના સરંક્ષણની જવાબદારી તો લીધી હતી પણ વિધવા હોવા છતાં ય, એક રાજકુંવરીને ન છાજે એ રીતે મીરાં જીવન ગાળે એ એને ગમતું ન હતું. મીરાંના ક્રાંતિકારી વિચારો સામે એને પણ વાંધો હતો. પણ પિત્રાઈ ભાઈ જયમલ મીરાંનો ભક્તિભાવભર્યો પ્રશંસક અને મદદગાર હતો. આપણે અગાઉ જોયું તે પ્રમાણે વૃદ્ધ રાવ દૂદાજીની જાતિ-દેખરેખ નીચે બંનેને શિક્ષણ મળ્યું હતું. મીરાંને મેડતામાં પણ ફાવ્યું નહિ એટલે થોડા જ વખતમાં એણે મેડતા છોડયું અને યાત્રાઓ કરવા નીકળી પડી. એ કયાં કયાં ગઈ તેની વિગતો મળતી નથી. વૃંદાવનમાં શ્રી ચૈતન્યના શિષ્ય જીવા ગોસાંઈ સાથે થયેલી ટપાટપીની જ માહિતી મળે છે. પોતે સ્ત્રીનું મુખ જોતા નથી એમ કહેવડાવી જીવા ગોસાંઈએ મીરાંને મળવાની ના પાડી ત્યારે મીરાંએ સંદેશો પાઠવ્યો કે "હું તો અત્યાર લગી એમ માનતી હતી કે વ્રજમાં પુરુષ તો માત્ર શ્રીકૃષ્ણ જ છે, અન્ય સૌ ગોપીઓ જ છે. વૃંદાવનમાં વસવાટ છતાં તમે હજી પુરુષ રહ્યા છો તો તમારી વિવેકબુદ્ધિને ધન્યવાદ."

મીરાંબાઈ ચિતોડગઢમાંથી નાસી છૂટી તે પછી એના જીવનમાં પલટો આવ્યો હવે એનું મેડતાની રાજકુંવરી તરીકે ઓળખાવાનું બંધ થઈ ગયું. હવે એ કશાય સંકોચ વગર, પૂરા ભક્તિભાવથી, હરિની જોગણ બની રહી આ ફેરફાર એકદમ તો ન જ થયો હોય. રાણા સંગ જીવ્યા ત્યાં સુધી તો મીરાં રાજકુંવરની સ્ત્રી તરીકે પોતાનો મોભો જાળવી રહેતી હશે એમ જણાય છે. સાધુસંતોને તે વખતે

પણ એ મળતી ખરી, પણ રાણા સંગના અવસાન બાદ એણે કંથા ધારણ કરી લોકમાં છૂટથી હળવા મળવા માંડ્યું હોવું જોઈએ. રાણા વિક્રમાજીતે જ્યારે મીરાંને ઝૂરી મરવાની ફરજ પાડી ત્યારે એની લાંબી કંથાને કારણે એ તરતી રહી હોવી જોઈએ અને એ રીતે બચી ગઈ હોવી જોઈએ. બીજા અનેક સંત ભક્તોની માફક ભજન કીર્તન દ્વારા મીરાંએ પોતાનો નિર્વાહ કર્યો હશે.

મીરાંએ કરેલી યાત્રાઓના અહેવાલો પણ એવા જ રસપ્રદ છે. જીવા ગોસાંઈના પ્રસંગને બાદ કરીએ તો એ બધા અહેવાલો સાવ ધૂંધળા છે. જીવા ગોસાંઈને તો એના પ્રત્યેની માનવૃત્તિ જાળવીને મીરાંએ આબાદ ટોણો માર્યો હતો. એ ગાળામાં તો મીરાં ખૂબ જાણીતી થઈ ગઈ હોવી જોઈએ, છતાં ચૈતન્ય અને વલ્લભાચાર્યના અનુયાયીઓ મીરાંની વૃંદાવનયાત્રાનો ક્યાંય ઉલ્લેખ કરતા નથી એ નોંધવા જેવું છે. મીરાં અત્યંત લોકપ્રિય ભક્ત અને કવયિત્રી હોવા છતાં ચૈતન્ય કે વલ્લભના સંપ્રદાયોના સાહિત્યમાં મીરાંનું એક પણ ભજન મળતું નથી. માત્ર અંબરના 'જગત શિરોમણિ' મંદિર સાથે મીરાંનો કંઈક સંબંધ જોડી શકાય તેમ છે. એ મંદિર શ્રી વૈષ્ણવોના હાથમાં છે અને રૈદાસ અને રામાનંદ દ્વારા મીરાંને એ લોકો સાથે સંબંધ થયો જણાય છે. આમ શ્રીકૃષ્ણની ભક્તિ ઉપદેશતા આગળ પડતા ધર્મસંપ્રદાયો સાથે મીરાંબાઈનો મેળ બાધો ન હતો એ દેખીતું છે. અને તેમાં ય ગિરધરલાલજીની ઉપાસક છતાં શ્રીનાથજીના ભક્તોને એની જોડે વાંકું પડ્યું એ કેવી વિચિત્ર વાત છે! નવાઈ જેવું તો એ છે કે શીખ લોકોના ગ્રંથસાહેબમાં મીરાંનાં કેટલાંક ભજનો સંગ્રહાયાં હોવા ઉપરાંત કબીરપંથીઓના ધર્મગ્રંથોમાં કબીરજીની વાણી સાથે મીરાંનાં પદોનો પણ સમાવેશ થયો છે!

શ્રી ચૈતન્ય ઈ. સ. ૧૫૧૦માં પોતાના શિષ્યો રૂપ, સનાતન, ભૂગર્ભ, લોકનાથ, રઘુનાથ અને જીવા ગોસાંઈને લઈને વૃંદાવન ગયા

કાર્યને ટેકો આપ્યો હશે? કે પછી એનાથી છાની રીતે વિક્રમાજીતે મીરાંને હેરાન કરી? આપણે આ અંગે કશું જાણતા નથી.

મીરાંબાઈને મેડતા લાવવામાં આવી. પોતાની ભત્રીજી હોઈને વીરમદેવે એના સરંક્ષણની જવાબદારી તો લીધી હતી પણ વિધવા હોવા છતાં ય, એક રાજકુંવરીને ન છાજે એ રીતે મીરા જીવન ગાળે એ એને ગમતું ન હતું. મીરાંના ક્રાંતિકારી વિચારો સામે એને પણ વાંધો હતો. પણ પિત્રાઈ ભાઈ જયમલ મીરાંનો ભક્તિભાવભર્યો પ્રશંસક અને મદદગાર હતો. આપણે અગાઉ જોયું તે પ્રમાણે વૃદ્ધ રાવ દૂદાજીની જાતિ-દેખરેખ નીચે બંનેને શિક્ષણ મળ્યું હતું. મીરાંને મેડતામાં પણ ફાવ્યું નહિ એટલે થોડા જ વખતમાં એણે મેડતા છોડયું અને યાત્રાઓ કરવા નીકળી પડી. એ કયાં કયાં ગઈ તેની વિગતો મળતી નથી. વૃંદાવનમાં શ્રી ચૈતન્યના શિષ્ય જીવા ગોસાંઈ સાથે થયેલી ટપાટપીની જ માહિતી મળે છે. પોતે સ્ત્રીનું મુખ જોતા નથી એમ કહેવડાવી જીવા ગોસાંઈએ મીરાંને મળવાની ના પાડી ત્યારે મીરાંએ સંદેશો પાઠવ્યો કે "હું તો અત્યાર લગી એમ માનતી હતી કે વ્રજમાં પુરુષ તો માત્ર શ્રીકૃષ્ણ જ છે, અન્ય સૌ ગોપીઓ જ છે. વૃંદાવનમાં વસવાટ છતાં તમે હજી પુરુષ રહ્યા છો તો તમારી વિવેકબુદ્ધિને ધન્યવાદ."

મીરાંબાઈ ચિતોડગઢમાંથી નાસી છૂટી તે પછી એના જીવનમાં પલટો આવ્યો. હવે એનું મેડતાની રાજકુંવરી તરીકે ઓળખાવાનું બંધ થઈ ગયું. હવે એ કશાય સંકોચ વગર, પૂરા ભક્તિભાવથી, હરિની જોગણ બની રહી આ ફેરફાર એકદમ તો ન જ થયો હોય. રાણા સંગ જીવ્યા ત્યાં સુધી તો મીરાં રાજકુટુંબની સ્ત્રી તરીકે પોતાનો મોભો જાળવી રહેતી હશે એમ જણાય છે. સાધુસંતોને તે વખતે

નિરાશાં જન્માવનારો નીવડ્યો. ચિતોડગઢમાં તો એને છેલ્લો છેલ્લો જે અનુભવ થયો હોય તે ખરો, પણ જેમાં જીવનનાં સોળ સોળ વર્ષ મીરાંએ ગાળ્યાં હતાં તે સુપ્રસિદ્ધ ચિતોડગઢના પતનથી મીરાંએ સખત આંચકો અનુભવ્યો હશે. જ્યારે મીરાં વૃંદાવનથી ચિતોડ પાછી ગઈ હતી ત્યારે એને કદાચ આશા હશે કે રાણા વિક્રમાજીત પશ્ચાત્તાપને કારણે પોતાને આશ્રય આપે અને પોતે પોતાની પ્રવૃતિઓ ફરી પાછી શરૂ કરી શકે, પણ વિક્રમાજીત સાથેની એની મુલાકાતે એનો ભ્રમ ભાંગી નાખ્યો. એ મુલાકાત સાવ આકસ્મિક અને ખૂબ ટૂંકી હોવી જોઈએ કેમ કે વિક્રમાજીત મીરાંને હંમેશ ધિક્કારપાત્ર જ ગણતો હતો.

મીરાં તે પછી પાછી મેડતા જઈ શકે તેમ પણ ન હતું. ચિતોડગઢના બચાવને માટે થોડાં માણસોને મોકલ્યા પછી રાવ વીરમદેવે અજમેર પર પોતાનું વર્ચસ્વ જમાવી દીધું હતું. પણ એનું સૈન્ય આ રીતે વિભાજિત થયેલું જોઈને માલદેવે ઈ. સ. ૧૫૩૫માં એને મેડતામાંથી હાંકી કાઢ્યો. નિર્વાસિત બની વીરમદેવ થોડો વખત આમતેમ ભટક્યો. પછી એણે કુંભલનેરના ઉદેસિંગને ઈ. સ. ૧૫૩૭-૪૨માં ચિતોડગઢ પાછું જીતી લેવામાં મદદ કરી. તે બાદ એ સૂરીવંશના શેરશાહના પક્ષમાં ભળ્યો. શેરશાહે ઈ. સ. ૧૫૪૩માં વળી પાછો એને મેડતાનો રાજા બનાવ્યો. એના અવસાન બાદ ઈ. સ. ૧૫૫૨-૧૫૫૩માં મીરાંનો પિત્રાઈભાઈ જયમલ મેડતાનો રાજા થયો અને તત્કાળ એને માલદેવના આક્રમણનો સામનો કરવો પડ્યો. બીકાનેરના રાવ કલ્યાણમલની મદદથી જયમલે માલવદેવને હરાવ્યો. સૂરીવંશ માદીભ્રષ્ટ થયા પછી માલદેવ ઈ. સ. ૧૫૫૭માં મેડતા જીતી લેવામાં સફળ થયો પણ પછીને વર્ષે એને હાંકી કાઢવામાં આવ્યો. એણે મેડતા પાછું જીતી લીધું પણ ઈ. સ. ૧૫૬૨માં અકબર સામે હારી જતાં મેડતા એણે હમેશ માટે ગુમાવ્યું. યુવાન બાદશાહ આગ્રે

મેડતાને મોગલોના શાસન હેઠળ રાખ્યું પણ જયમલને પોતાના રાજપૂત અધિકારીઓમાંનો એક બનાવ્યો (ઈ. સ. ૧૫૬૭–૧૫૬૮ માં ચિતોડગઢનું રક્ષણ કરનાર બેદનૂરને જયમલ તે વળી જુદો.) જયમલનો પુત્ર કેશોદાસ જહાંગીર અને શાહજહાંના અધિકારીવર્ગમાં હતો.

આમ મીરાંબાઈએ પોતાના ઇષ્ટદેવ સાથે સંકળાયેલ દ્વારકાની યાત્રાએ જવાનો નિર્ણય લીધો જણાય છે. આજે એનો આ નિર્ણય બહુ સ્વાભાવિક લાગે છે પણ તે કાળે પરિસ્થિતિ જુદી હતી એ વખતે તો બધા વૈષ્ણવો બાળકૃષ્ણની ક્રીડાભૂમિ મથુરા અને એની આસપાસના પ્રદેશમાં જ જાત્રાએ જતા. બહુ ઓછા દ્વારકા જતા, અને જેઓ જતા તેમાંનો મોટો ભાગ શૈવો હતા. દ્વારકાનું રણછોડજીનું મંદિર સુલતાન મહમ્મદ બેગડાએ ઈ. સ. ૧૪૭૩માં, ૬૦–૭૦ વર્ષ પહેલાં તોડ્યું હોઈને ખંડિયેર જેવી દશામાં હતું. તો એવું શું હતુ કે જેથી મીરાંએ દ્વારકા જઈને રહેવાનું પસંદ કર્યું ?

બાહ્ય સંજોગો તો સહેલાઈથી ક્રમવાર ગોઠવી શકાય તેમ છે. ચિતોડગઢમાં મીરાંનું ઉપરાણું લઈ એને રક્ષણ આપનાર રાણા સંગની માતા વૃદ્ધ ઝાલી રાણી રતનકુંવર હતી. સૌરાષ્ટ્રના ધ્રાંગધ્રા રાજ્યમાં ઝાલાઓ રાજ કરતા અને પછીથી તેઓ હાલવાડમાં વસ્યા. રતનકુંવરના બે ભાઈઓ અજ્જેજી અને સજ્જેજીને એમના નાના ભાઈ રણોજીએ હાંકી કાઢ્યા હતા અને તેઓ રાણા સંગના આશ્રિત બન્યા હતા. ઈ. સ. ૧૫૨૭માં કન્હવાના યુદ્ધમાં અજ્જેજી હણાયો. ચુસ્ત વૈષ્ણવ હોઈને ઝાલી રાણીને દ્વારકાના યાત્રાધામની ખબર હતીજ અને રૈદાસજી જેવા સમાજસુધારકની શિષ્યા હોઈને સૌરાષ્ટ્રના મહાન કૃષ્ણભક્ત અને કવિ નરસિંહ મહેતા (ઈ. સ. ૧૪૧૪–૧૪૮૧)ની સુધારક પ્રવૃત્તિઓથી પણ તે પરિચિત હશે. એ ઝાલી રાણી પાસેથી મીરાંને દ્વારકા અને નરસિંહ મહેતા અંગે માહિતી મળી હોય અને મીરાંની કેટલીક પ્રવૃત્તિઓ માટેનો આદર્શ નરસિંહે પૂરો પાડ્યો હોય એમ બને. ગમે તે હોય

પણ મીરાંની કવિતામાંથી નરસિંહજીના ગામેગની માહિતી મીરાંને પહેલેથી હતી એમ જણાય છે પણ સાચાં કારણો તો મીરાંના પોતાના વ્યક્તિત્વ અને એના અંગત પ્રશ્નોમાં જ શોધવાનાં છે હજી આજે પણ મીરાંના જીવનની ચોક્કસ હકીકતો આપણે એટલી ઓછી જાણીએ છીએ કે આપણે અનુમાનોનો આશ્રય લેવાની જરૂર પડે છે. પુરાણોમાં આવતા દ્વારકાના કૃષ્ણ મથુરાના કૃષ્ણથી જુદા ભાસે છે. બિહારના રાજગીરના રાજવી જરાસંધ સાથેના યુદ્ધમાંથી નાસી કૃષ્ણ દ્વારકા ગયા તેથી કૃષ્ણ રણછોડજી કહેવાયા એટલું આપણે જાણીએ છીએ. આ કૃષ્ણ કાંઈ મસ્ત ગોવાળિયા નથી. એ ક્ષત્રિય વીર છે, ખૂબ અનુભવી અને દીર્ઘદૃષ્ટિવાળા છે. મહાભારતમાં સમાવિષ્ટ ભગવદ્‌ગીતામાંનો જ્ઞાનોપદેશ અર્જુનને આપનાર કૃષ્ણ આ છે કૃષ્ણભક્તોને ભાગવતનો દશમસ્કંધ અત્યંત પ્રિય છે. એમાં આ વાતનો ઝાઝો વિસ્તાર નથી. કૃષ્ણ સાથે સંકળાયેલા મુખ્ય ગ્રંથો તો મહાભારત અને ભગવદ્‌ગીતા અને તેમાં બાલકૃષ્ણની ક્રીડાઓનાં વર્ણનો છે નહિ. બાલકૃષ્ણથી અભિન્ન હોવા છતાં દ્વારકાના શ્રીકૃષ્ણ દાર્શનિક–તત્ત્વચિંતક–છે, વધુ અનુભવી છે અને અનેક વાતે નિષ્ણાત છે.

દ્વારકાના શ્રીકૃષ્ણ માટેના મીરાંના આકર્ષણનાં ઘણાં કારણો હોઈ શકે. મીરાં તો ઉત્તમ કેળવણી પામેલી રાજકુંવરી હતી અને એને મહાભારત ને ભગવદ્‌ગીતાનો પરિચય હશે જ. રુક્મિણીને બળજબરીથી અણગમતા વર સાથે પરણાવવામાં આવતા પહેલાં શ્રીકૃષ્ણે એનું હરણ કર્યું હતું. યુવરાજ ભોજરાજ જોડેના વિધિસરના લગ્નમાંથી પોતે અમુક અંશે છટકી શકી તે વાતે એને કૃષ્ણજીવનના આ કિસ્સાની યાદ આપી હોય. પણ મીરાં તો બહાદુર અને સ્ફૂર્તિવાળી સ્ત્રી હતી. ભગવદ્‌ગીતામાં પરમાત્મપ્રેમ ને આત્મસમર્પણનો ઉપદેશ છે તેની સાથે સાથે ધૃતિ અને કર્તવ્યપાલનનો પણ ઉપદેશ છે. મીરાંને ગીતાનું તત્ત્વજ્ઞાન સ્પર્શી ગયું હોય તો દ્વારકાગમન માટે તે સૌથી વધારે

પ્રબળ કારણ ગણી શકાય.

મીરાંએ દ્વારકામાં કૃષ્ણમંદિરનો જીર્ણોદ્ધાર કર્યો, તે ત્યાં વસવાટ કરી, 'ગોસાંઈની' તરીકે પોતે આદરેલી કૃષ્ણભક્તિનો ઉપદેશ લોકોને કરવા માટે હશે? લાગે છે તો એમ જ. જીવનભર મીરાંએ કંઈ દંભ કર્યો જણાય છે આની પાછળ એનો ઉદ્દેશ કોઈને ચોંકાવવાનો ન હતો; પ્રભુભક્તિને બળે પોતાને જે સત્ય લાધ્યું-જીવનનો જે માર્ગ સૂઝ્યો તે માર્ગે પોતે એક સ્ત્રી હોવા છતાં પણ સ્વતંત્ર રીતે જીવવાનો પોતાનો હક છે એમ એ માનતી હતી. જીવાગોસાંઈ સાથેનો એનો વર્તાવ સમકક્ષ ભક્ત કે ઉપદેશકની અદા રજૂ કરે છે. વળી, જહાંગીરની રાજપૂત રાણી જોધબાઈને 'જગત-ગોસાંઈની'નું બિરુદ મળ્યું હતું, અને તે મીરાંની આસપાસનાં વર્તુળોમાંથી જન્મ્યું જણાય છે. એક વાત ચોક્કસ છે કે જો મીરાં સ્ત્રી ન હોત તો એણે પોતાનો અલગ સંપ્રદાય સ્થાપ્યો હોત-જો કે મીરાંના દ્વારકાંના વસવાટ વખતે રચાયેલ પદોમાં આવો કોઈ ભાવ દેખાતો તો નથી. પણ મીરાંને આમજનતાનાં ભોળાં હૈયાંને સ્પર્શવાનાં હતાં અને પદો રચીને એણે ધર્મપ્રચારની પ્રવૃત્તિ કરી છે જ.

મોગલ બાદશાહ હુમાયુએ ઈ. સ. ૧૫૩૫માં ગુજરાતના સુલતાનો પર આક્રમણ કરી એમના રાજ્યના પાયા હચમચાવી નાખ્યા. સૌરાષ્ટ્ર જે થોડો વખત ગુજરાતના સુલતાનોની હકૂમત હેઠળ હતું તેને હવે કચ્છના જામ રાવળ હાલાનીએ અને ઓખામંડળના વાઢેલા સરદારોએ ઈ. સ. ૧૫૩૫ થી ૧૫૩૭ ના ગાળામાં પાછું જીતી લીધું. આમ હિંદુ રાજાઓની હકૂમત પાછી આવતાં મીરાંની પ્રવૃત્તિઓ શક્ય બની. સૌરાષ્ટ્રમાં મોટો ભાગ, ખાસ કરીને નીચલા વર્ગો, શાક્તો હતા. વળી આપણા લોકપ્રિય ગરબા મૂળે તો માતાના પૂજન સાથે સંકળાયેલા હતા. નરસિંહ મહેતાએ ગરબાને વૈષ્ણવોના રાસને અનુકૂળ બનાવી દીધા હતા. એટલે મીરાંએ પણ એ જ કામ મોટા પાયા પર

આર થયું. વળી, દ્વારકાના કૃષ્ણમંદિરમાં તો સૌ ભારતવાસીઓ યાત્રાએ આવતા. ઈ. સ. ૧૫૪૬માં મીરાં જ્યારે એ મંદિરમાંથી અદશ્ય થઈ ગઈ ત્યારે એ મંદિરનો જીર્ણોદ્ધાર થઈ ચૂક્યો હતો, જો કે મંદિર કાંઈ મોટું નહીં હોય.

એક સ્ત્રી તરફથી થતા ધર્મપ્રચાર માટે તો રાસ-ગરબા જેવાં લોકનૃત્યો ને ગીતો ખૂબ જ અનુકૂળ વાહન હતાં. દક્ષિણમાં દેવદાસીઓની પ્રથા છે ત્યાં એક જ સ્ત્રી દેવ આગળ નૃત્ય કરે છે. પણ મીરાંનું નૃત્ય કાંઈ આવું એક જ વ્યક્તિનું હોવાનો સંભવ નથી. એવાં નૃત્યો અઢારમી સદી સુધી તો ઉત્તર ભારતમાં જાણીતાં હોવાની શક્યતા ઘણી ઓછી છે રાજસ્થાન, ગુજરાત અને સૌરાષ્ટ્રમાં અત્યંત લોકપ્રિય એવાં, મંદિરની સામેના ચોગાનમાં થતાં, કે પછી મંદિરની અંદર શ્રીકૃષ્ણની મૂર્તિની આજુબાજુ ફરીને થતાં, સામૂહિક નૃત્યોમાં જ મીરાંએ ભાગ લીધો હશે જોઈએ આજે પણ ગુજરાત-સૌરાષ્ટ્રમાં રાસગરબા અત્યંત લોકપ્રિય છે. મીરાંએ આ રાસગરબાનું નેતૃત્વ લીધું હશે અને પોતે જાતે ગવડાવતી હશે અને બીજી સ્ત્રીઓ ઝીલતી હશે. આમજનતાની સામાન્ય સ્ત્રીઓ સાથે મીરાં આમ હળીભળી ગઈ, એમને પોતાનાં રચેલાં પદો શિખવવા લાગી અને એ રીતે એમના માનસની પરવશતા દૂર કરી એમનામાં જાગૃતિ આણવા લાગી તેથી શ્રીમંત અને ખાનદાનીના ખ્યાલો ધરાવતાં રાજકુટુંબનાં એનાં સગાંવહાલાં તથા રૂઢિચુસ્ત પુરોહિત વર્ગને જબરો આઘાત લાગ્યો હોઈ, મીરાંની એમને હાથે નિંદા થઈ હોવાનો પૂરો સંભવ છે.

આજે અસ્તિત્વ ધરાવતું દ્વારિકાધીશનું વિશાળ મંદિર અઢારમી સદીના ઉત્તરાર્ધમાં, ગોપાલ નાયક તાંત્રિકે બંધાવ્યું હતું. એ તાંત્રિક સનારાના એક શાહુકાર અને સારા રાજનીતિજ્ઞ હતા. વડોદરાના મ્યુઝિયમમાં દ્વારકાના મંદિરનું એક ચિત્ર છે એ ચિત્ર જોધપુરના મહારાજા અભયસિંહે ( ઈ. સ. ૧૭૨૪-૧૭૪૮ ) બંધાવેલા જૂનાં,

નાના એઠા ઘાટના મંદિરનું છે. સંભવ છે કે મીરાંબાઈએ બંધાવેલ મંદિર તો તેથી પણ વધારે નાનું હોય.

ઈ. સ. ૧૫૪૬ માં વિક્રમાજીત પછી ગાદીએ આવેલ એના નાના ભાઈ ઉદેસિંગે મીરાંને ચિતોડગઢ પાછા ફરવાની આગ્રહભરી પ્રાર્થના કરવા માટે બ્રાહ્મણોની એક મંડળીને દ્વારકા મોકલી આપી. મીરાંએ પાછા ફરવાની ના પાડી ત્યારે એમણે એને પાછા ફરવાની ફરજ પાડવા માટે ઉપવાસનો આશ્રય લીધો એટલે મીરાં ભગવાનની અનુજ્ઞા મેળવવાને બહાને રણછોડજીના મંદિરમાં ગઈ અને અદૃશ્ય થઈ ગઈ. બીજે દિવસે સવારે જ્યારે મંદિરનાં દ્વાર ખોલવામાં આવ્યાં ત્યારે માત્ર મીરાંનું વસ્ત્ર જ મૂર્તિના હાથમાં હતું. એથી એવી માન્યતા ફેલાઈ કે ભગવાન શ્રીકૃષ્ણે પોતાની મૂર્તિમાં ગોપીભાવે એને ભજતી મીરાંને સમાવી દઈને મુક્તિ આપી હતી. જેને પ્રમાણિત ગણી શકાય એવી મીરાંવિષયક વાતોમાં આને મીરાંનું અવસાન ગણ્યું છે. પણ જો આપણે ઊંડા ઊતરી તપાસ આદરીએ તો પરંપરાગત વાતો એમના મૂળ સ્વરૂપમાં સાચી જણાય છે અને મીરાં માત્ર અદૃશ્ય થઈ ગઈ એટલું જ એમાંથી ચોક્કસપણે ફલિત થાય છે. શકયતા એવી છે કે મીરાં નાસી છૂટી હોય અને એને મૃત્યુ પામેલી જાહેર કરવામાં આવી હોય.

એક માન્યતા પ્રમાણે ઈ. સ. ૧૫૪૭ માં આ બનાવ બન્યો. ચિતોડગઢ ઉપર અનેક આફતો આવ્યાના ઉલ્લેખો છે. છતાં રાણા ઉદેસિંગે મીરાંને પાછી લાવવા બ્રાહ્મણોને શા માટે મોકલ્યા તે સ્પષ્ટ થતું નથી. ઈતિહાસકારોએ એને નિરૂપ્યો છે તેના કરતાં ઉદેસિંગ ઘણો વધારે બાહોશ રાજવી હતો. એના બે પુરોગામીઓ રતનસિંહ અને વિક્રમાજીતે જે છબરડા વાળ્યા હતા ને રાજ્યને પાયમાલ કર્યું હતું તેમાંથી બોધપાઠ મેળવી, બખેડાઓ દૂર કરી, સ્વલ્પ બની ચૂકેલા

મેવાડના રાજ્યને વિસ્તારી એની પુનર્રચના એને કરવાની હતી. ઈ. સ. ૧૫૪૬ સુધી તો ઉદેસિંગ માત્ર કુંભલનેરનો જ રાજા હતો અને સુરીવંશના ઈસ્લામ શાહને ખંડણી ભરતો હતો. હજી તો એને ચિતોડગઢ પાછું મેળવવાનું હતું અને એ મેળવવામાં એ પછીને વર્ષે જ સફળ થઈ શક્યો. અફઘાનો સામેની લડાઈ એ તો માત્ર ગેરીલા–યુદ્ધ જ હતું અને એમાં નસીબનું ગજર ઘણું હતું. લોકોની નજરમાં તો રતનસિંહ અને વિક્રમાજીતે મીરાંનો છળ લેવાના જે પ્રયાસો કર્યાં તેને પરિણામે જ મેવાડનું પતન થયું હતું. મીરાં અત્યંત લોકપ્રિય હતી અને એનાં પદો ઘેર ઘેર ગવાતાં હતાં. એ ચિતોડગઢમાં રહી ત્યાં સુધી તો એ સાધ્વી છે કે માત્ર ભજનો રચતી કવયિત્રી છે તે બાબત કોઈક શંકા ઉઠાવે એવું હતું. પણ મીરાં જ્યારે દ્વારકા ચાલી ગઈ અને ત્યાં જ એક વૈરાગી અને ધર્મોપદેશક તરીકે રહેવા લાગી ત્યારે એની બાબતમાં શંકાને સ્થાન ન રહ્યું.

હિંદુઓની માન્યતા પ્રમાણે તો, બ્રાહ્મણો સાધુઓ ને સંતોને સંતાપવા કે એમની હત્યા કરવી એ ભયંકર પાપ છે. એવાં પાપનાં પરિણામ ભોગવ્યે જ છૂટકો. જ્યાં જ્યાં આવાં પાપ થયાં ત્યાં ત્યાં પાપીઓને કેવી ભીષણ યાતનાઓમાંથી પસાર થવું પડ્યું અને એમનો કેવો કરુણ અંજામ આવ્યો તે વર્ણવતી અનેક કથાઓ પુરાણોમાં મળે છે. રતનસિંહે મીરાંને ખૂબ સંતાપી અને પરિણામે એણે અડધું રાજ ગુમાવ્યું એટલું જ નહીં પણ સરવાળે એનું ખૂન થયું. વિક્રમાજીત તો મીરાંનું મૃત્યુ નીપજાવવામાં લગભગ સફળ નીવડ્યો હતો. કેવળ ઈશ્વરકૃપાએ જ મીરાં બચી જવા પામી હતી. એટલે વિક્રમાજીતના રાજ્યકાળમાં મેવાડ છિન્નભિન્ન થઈ ગયું, ચિતોડગઢ ખૂનામરકી અને આગનો ભોગ થઈ ગૌરવહીન બન્યું અને વિક્રમાજીતનું પણ રતનસિંહની માફક ખૂન કરવામાં આવ્યું. આથી મેવાડની રાજધાની ચિતોડગઢ પાછી મેળવવી હોય તો મીરાં પાછી

ક્રરે એ ખૂબ જ આવશ્યક હતુ એ સાધ્વીના પુનિત પગલાં પાછાં મેવાડના પ્રદેશમાં થાય તો કદાચ પરિસ્થિતિમા પલટો આવે એવી માન્યતા સ્વાભાવિક છે પણ ઉદેસિંગને બીજું વધારે સબળ કારણુ હતુ ઉદેસિંગની દૃષ્ટિ લાંબે સુધી પહોચતી હતી ગેગીના યુદ્ધના નબળાં પાસાનો એને ખ્યાલ હતો એ જાણતો હતો કે એ જાતનુ યુદ્ધ જેને નામે કરવામાં આવતુ હોય તેની સત્તાને પણ અમુક હદે તે નિર્બળ બનાવે છે, કેમકે એમાં પ્રત્યેક ટુકડી સ્વતંત્ર રીતે લડે છે, રાજા કે સેનાધિપતિની સીધી દેખરેખ કે હુકમ હેઠળ નહીં એ ટાણે મેવાડ ઉપર ઉદેસિંગનો કાબૂ બહુ જ ઓછો હતો મીરાંબાઈ જો પાછી આવે તો એની હાજરી માત્રથી જ પ્રજામાં નવું ચેતન આવી જાય અને ગયેલી એકતા આપોઆપ પાછી આવે મીરાં યુદ્ધથી ભલે દૂર રહે પણ એના નામનો અને હાજરીનો જાદુ પ્રજાને પ્રેરવામા અત્યંત સહાયભૂત થઈ રહે એ તો ચોક્કસ વાત હતી.

ગમે તે ભોગે પણ મીરાંને પાછી લાવવાનુ બ્રાહ્મણોને કરાયેલુ ફરમાન આ સંદર્ભમાં સમજી શકાય એમ છે મીરાંએ પાછા ફરવાની ના પાડી ત્યાર બ્રાહ્મણોએ મરણ પર્યંતના ઉપવાસ આદર્યા મીરાંને ફરજ પાડવા બ્રાહ્મણો બીજુ શુ વધારે કરી શકે ? એમની પાસે તો અંતિમ ઇલાજ એ જ હતો મીરાં એમને હાથતાળી આપી સરકી ગઈ ત્યારે શુ કરવુ તે બ્રાહ્મણોને સૂઝયું નહિ, પોતાનુ કાર્ય સિદ્ધ કર્યા વગર પાછ ફરવુ એમને માટે અશક્ય હતુ પ્રભુમૂર્તિમાં મીરાં સમાઈ જવાના ચમત્કારની કથા એમની બધી મુઝવણોનો અંત આણે તેવી હતી કદાચ એવું પણ હોય કે બ્રાહ્મણોના ધાર્મિક વર્ચસ્વને પડકારવા મીરાં માટે એમના હૈયામાં માન કે આદર ન હોય અને મીરાં અદશ્ય થઈ ગઈ તે પછી એમણે હાશકારાનો દમ ખેંચ્યો હોય પણ એમના અંતરની આ વાત એઓ કબૂલ કેમ કરે ? એટલે એમણે આ ચમત્કારની વાત ઊભી કરી એને આધારે મીરાંને મરી ગયેલી જાહેર થઈ શકે

જો કદાચ ભવિષ્યમાં મીરાં પાછી ફરે તો એને સાવ તરકટી સ્ત્રી તરીકે એ ટાણે ઓળખાવી શકાય. આમ છતાં મીરાં સાધ્વી સ્ત્રી છે એ લોકમાન્યતાને નમતું આપવાની એમને ફરજ પડી હતી. જગતના સુસ્થાપિત મહાન ધર્મોને માટે એક જીવતો સંત આડખીલી રૂપ છે, પણ એ મરે તો એ જ સંત આશીર્વાદ સમાન બની જાય છે! મીરાંને પાછી લાવવામાં પોતે નિષ્ફળ નીવડયા છે એવી કબૂલાતને બદલે મેવાડ માટે વધુ શુકનિયાળ નીવડી શકે એવા મહત્ત્વના સમાચાર લઈ ને બ્રાહ્મણો ઘેર પાછા ફરી શકે તેમ હતું.

મીરાં પ્રભુમૂર્તિમાં સમાઈ ગઈ ન હતી, માત્ર રાત્રે સટકી જઈને નાસી છૂટી હતી પોતે જે પહેરવેશ દ્વારકા ખાતે મીરાં પહેરતી હતી તે વસ્ત્રો, પોતાનું ત્યાંનું કાર્ય પૂરું થયું છે એમ ગણીને, એણે પ્રભુમૂર્તિને સમર્પી દીધાં. (આજે એવી માન્યતા પ્રચલિત છે કે એ વસ્ત્રનો એક છેડો હજીય ગુજરાતમાંના ડાકોરના મંદિરની કૃષ્ણમૂર્તિની બગલમાં છે. પરંપરાગત આ જાતની માન્યતા પણ શંકાથી પર નથી. ડાકોરના મંદિરમાં રણછોડજીની જે મૂર્તિ છે તે ઈ. સ. ૧૧૩૬ માં દ્વારકાથી ડાકોરમાં લાવવામાં આવી હતી એટલે કે મીરાં દ્વારકા ગઈ તે અગાઉ ચારસો વર્ષ પર મૂર્તિનુ સ્થળાંતર થયુ હતું.) મીરાં અદૃશ્ય થયા બાદ એનુ કશુ જ હાથ લાગ્યું નહીં એનાં બીજાં કપડાં—એકાદ બીજુ વસ્ત્ર હોવુ તો જોઈએ જ ને!—, એક સાધ્વી પાસે જે થોડાંક વાસણ હોય તે, મીરાં ભજનો ગાતી ત્યારે જે વીણા વગાડતી તે, કશું ય હાથમાં નથી આવ્યું. મીરાં જોડે દિવસો સુધી દલીલો કરીને ને છેવટે ઉપવાસ પર ઊતરીને હારીથાકી ગયેલા બ્રાહ્મણો એકાદી રાત્રે ખાટીમીઠી નિદ્રામાં પોઢયા હોય તેવે વખતે મધરાતના અંધકારનો લાભ લઈને મંદિરમાંથી સટકી જવાનું કામ મીરાં માટે બહુ અઘરું તો ન જ ગણાય. મંદિર તો પાછુ ખુણામાં હોય, એટલે સહેજસાજ અવાજ થાય તો કોઈનું ધ્યાન ખેંચાય નહિ. ક્યારેક ઢોર પણ આમતેમ

ભાગ્કર્તા હોય તો કયારેક કોઈ લઘુશંકા માટે ઊંઘમાંથી ઊઠતુ હોય; એટલે એકદમ કોઈને શંકા જાય એવુ ન હતુ. અને મીરાં તો ધર્મોપદેશ માટે બધે જતી આવતી હોઈ આજુબાજુના પ્રદેશના ખૂણેખૂણાથી સારી રીતે પરિચિત હોઈ ને, દૂરદૂર પૂરતા સલામત સ્થળે પોતે પહોંચી જાય ત્યાં સુધી, સહેલાઈથી છૂપી રીતે જઈ શકે એમ હતુ

આમ જ બન્યુ હોવાને માટે નીચેનાં કારણો આપી શકાય પરંપરા તો એમ પણ કહે છે કે મીરાં ૬૫-૬૭ વર્ષ જીવી હતી પણ એ માન્યતા સાથે ખોટી રીતે એ રાણા કુંભાની પત્ની હતી એવી વાત જોડી દેવામાં આવી પણ તેથી મીરાંની જીવનદોરીની લંબાઈની મૂળ વાતને કાંઈ બાધ આવતો નથી પણ મીરાં સાચી રીતે ઈ સ ૧૪૯૮માં જન્મી એટલે એ ઈ સ ૧૫૬૩-૧૫૬૫ પહેલાં મરી હોવાની શકયતા નથી વળી, મીરાં આટલુ લાંબી જીવી હતી એ માન્યતાને અકબર, અકબરના માનસિંગ, બીરબલ, તાનસેન અને તુલસીદાસ સાથેની એની મુલાકાત અંગેની લોકવાયકાઓ ટેકો આપે છે મીરાં ઈ સ ૧૫૪૬માં દ્વારકામાં મરણ પામી એમ કહીને અત્યાર સુધી આ બધી મુલાકાતોને ઈતિહાસ વિરુદ્ધ લેખવામાં આવી છે આપણે જોયુ તે પ્રમાણે મીરાં અદશ્ય થઈ એટલો જ પુરાવો મળે છે એ દ્વારકામાં મૃત્યુ પામી એનો કશો પુરાવો નથી મળતો સટકી જઈને એણે બ્રાહ્મણોને છેતર્યાં કેમકે તે સિવાય મીરાં માટે કોઈ માર્ગ ન હતો એટલે હવે આપણે આ વિગતોને બીજી રીતે બેસાડવી રહી અકબર વગેરેની સાથેની મીરાંબાઈની મુલાકાતો મીરાં ૬૫-૬૭ વર્ષ સુધી જીવી એ વાત સાચી સાબિત કરવા માટે સબળ દલીલ પૂરી પાડે છે અકબરની મુલાકાતની વાતનો અકબરના શાસનકાળનાં આરંભનાં વર્ષો એટલે કે ઈ સ ૧૫૬૦ની પહેલાં ને પછીનાં વર્ષો, સાથે જ મેળ બેસે છે એટલે આ મુલાકાત મીરાંનુ ઈ સ ૧૫૬૩-૧૫૬૫ના

અરસામાં અવસાન થયું તે પહેલાં થયેલી હોવી જોઈએ.

મીરાંને દ્વારકામાંથી ચાલ્યા જવાનું પ્રયોજન શું તે નક્કી કરવું અઘરું છે. આપણે કેવળ અનુમાન જ કરી શકીએ. જે બ્રાહ્મણોએ મીરાંને મેવાડ પાછા ફરવા ફરજ પાડવા માટે ઉપવાસ આદર્યા હતા તેઓએ લાંબા સમયથી ઊભી થયેલી એક કટોકટીને ખુલી કરી દીધી. પશ્ચિમ સૌરાષ્ટ્રને ફરી વાર જીતી લેનાર હિંદુ રાજાઓ નિર્દય ઘાતકી અને લૂંટફાટમા રાચનાર હતા. પ્રજા પણ પ્રાકૃત માનસવાળી અને પછાત હતી. મીરા લોકસુધારણા માટે ઘણું મથી હશે, એને આદરમાન પણ ઠીક સાંપડ્યુ હશે, છતાં પોતાના આદર્શો અને વિચારોને આ પ્રજા ઝીલી શકતી નથી એમ પણ એને લાગ્યું હશે. જુલમ ગુજારવામાં ને ઘાતકીપણામા લૂંટારા જેવા આ હિંદુ રાજવીઓ મુસલમાન રાજ્યકર્તાઓ કરતાં સહેજ પણ ઊતરે તેવા ન હતા અને મીરાં જાણે કે એમને માટે પ્રચારનું એક સાધન બની ગઈ હતી. આ વાતનો મીરાંને થોડોઘણો પણ ખ્યાલ હોવો જ જોઈએ અને એ ખ્યાલ હોય તો એને હૈયે એ વાતનું મોટું દુઃખ ને ઘેરો વિષાદ હોવા જોઈએ. અને તેમાં હવે એ જ પ્રકારનો ભાગ ભજવવાને માટે એને કુંભલનેર જવાની ફરજ પાડવા માટે બ્રાહ્મણો મથતા હતા. ઊંડી ધાર્મિક બુદ્ધિ ધરાવતી સૌ વ્યક્તિઓની માફક મીરાંને પણ એમ લાગ્યું હોવું જોઈએ કે મેવાડ પાછા ફરવાની આવી પડેલી માગણી એ એક પ્રકારનો ઈશ્વરનો સંકેત હતો અને એના દ્વારકાના કાર્યમાં એ નિષ્ફળ નીવડી હતી. અંતરમાં રહેલ પ્રભુની મૂર્તિને જ અપનાવવાને બદલે એણે ફરી એક વાર બાહ્ય પાષાણમૂર્તિને ખડી કરીને તેને માટે મંદિર બાંધી તેની પ્રતિષ્ઠા વધે એ માટે પૂજનની ખટપટો વગેરે છીછરી ધાર્મિકતા અપનાવી હતી. શું આ વાતનો એને પોતાને ખ્યાલ આવ્યો હશે? પોતાની કવયિત્રી તરીકેની પ્રસિદ્ધિનો પોતાને ગર્વ થયો? ઉદ્ધવાઈ

આવી ? સત્ય શું છે એની પોતાને સાવ ખબર જ ન રહી ? જો આવા વિચારો મીરાંના મનમાં આવ્યા હોય તો પછી ઉદ્દામ ત્યાગવૃત્તિનું છેવટનું એક કાર્ય જ બાકી રહ્યું. જગત પ્રત્યે પૂરેપૂરો વિરાગ આવી જતાં, સત્યની વધુ નજીક જવા માટે, જરાય ખલેલ ન પડે એ રીતે પ્રભુભક્તિ કરવા માટે, પોતાનું જાહેર વ્યક્તિત્વ અદૃશ્ય થઈ જઈને મિટાવી દેવું, એવો નિર્ણય મીરાંએ લીધો હોય. પોતે હવે વધારે સમય દ્વારકામાં રહી શકે એ શક્ય નથી તે જોઈને મીરાં ચેતી ગઈ. એણે પોતાની જાતને જગતની દૃષ્ટિમાંથી ભૂસી નાખવાનું આ છેવટનું પગલું લઈ લીધું. એ અદૃશ્ય થઈ ગઈ.

પછીનાં દસ વર્ષમાં મીરાંનું શું થયું તે સંબંધી આપણે સાવ અંધારામાં છીએ. પણ આપણે એમ અનુમાન કરી શકીએ કે મીરાંએ દક્ષિણ અને પૂર્વ ભારતની લાંબી યાત્રા એ ગાળામાં કરી.

મીરાંબાઈને ખબર તો હતી જ કે દક્ષિણ ભારત ધર્મનું મોટું કેન્દ્ર છે, અને ધર્મજ્ઞાનનો ભંડાર છે. મીરાંના ગુરુ રૈદાસ દક્ષિણ ભારતમાંથી આવેલા રામાનંદજીના શિષ્ય હતા, એટલે વૈષ્ણવધર્મના સમર્થ આચાર્યો રામાનુજ, મધ્વ વગેરે માટે પણ મીરાંએ ઘણું સાંભળ્યું હશે, કેમકે એ બધા દક્ષિણના જ હતા. વલ્લભાચાર્ય અને ચૈતન્ય દક્ષિણનાં તીર્થધામો તથા જગન્નાથપુરીની યાત્રાએ ગયા હતા તે વાત પણ મીરાં જાણતી હશે અને તેથી જ્યારે પોતાના જીવનમાં આવી જબરી ઊથલપાથલ થઈ ગઈ ત્યારે એ આચાર્યોને પગલે પગલે ચાલવાનું જ મીરાંને મન નહીં થયું હોય ?

ઈ. સ. ૧૫૬૦ પહેલાંનાં એ ચાર વર્ષોના ગાળામાં મીરાં પાછી ઉત્તર ભારતમાં આવી પહોંચી જણાય છે અને એ બંધોગઢના રાજા રામચંદ્ર વાઘેલા (ઈ. સ. ૧૫૫૫–૧૫૯૨)ના

રાજ્યમાં રહી હોવાની ઘણી શક્યતા છે. ત્યાં એ તાનસેન અને તુલસીદાસના સમાગમમાં આવી. ત્યાંથી પછી એ અંબર અને મથુરા તરફ ગઈ અને તે વખતે એને માનસિંહ અને બીરબલની મુલાકાત થઈ. માનસિંહ રાજા ભગવંતદાસનો દત્તક પુત્ર હતો અને બીરબલ અકબરના દરબારમાં ગયો ને ત્યાં અકબરનો માનીતો કારભારી ને મિત્ર બની ગયો તે પહેલાં ઈ. સ. ૧૫૬૨ સુધી તો અંબર રાજ્યનો રાજકવિ હતો. બાદશાહ અકબરે પણ મીરાંની મુલાકાત લીધી હતી.

દંતકથાઓ જેવી ઊતરી આવી છે તેવી તો માત્ર મૂર્ખાઈભરી ભાસે છે, પણ પ્રમાણમાં સ્પષ્ટ એવી ઐતિહાસિક વિગતો સાથે એનો મેળ સારો બેસે છે. મીરા ઉત્તર ભારતમાં આવીને વાઘેલાઓના રાજ્યમાં જ પહેલવહેલી રહે એમ માનવા માટે નીચેનાં કારણો છે. મીરાંની જે જે માણસોએ મુલાકાત લીધી તેમા તાનસેન પહેલો હોવો જોઈએ. તાનસેન ગાયક હતો તેથી કે પછી અન્ય કારણે પણ એણે મીરાંબાઈ જે જાતે ગાયિકા ને કવયિત્રી હતી તેની મુલાકાત લેવાની ઇચ્છા કરી હોય. એ સમયે તાનસેન રાજા રામચંદ્રના દરબારમા હતો. અને રામચંદ્ર કવિઓ અને ગાયકોનો મોટો આશ્રયદાતા હતો. મીરાબાઈ કોણ છે એ જાણ્યા વગર પણ એવો કદરદાન રાજવી મીરાંબાઈની કલાની કદર જરૂર કરી શકે. વળી, મીરાં દક્ષિણ ને પૂર્વ ભારતની પોતાની યાત્રા પૂરી કરે તે પછી એ પહેલવહેલી બંધોગઢમાં જ આવે એમ હતુ. પશ્ચિમ ભારતમાથી મુસાફરીએ નીકળ્યા બાદ મીરાં દક્ષિણમાં ગઈ અને ત્યાંથી પછી જગન્નાથ પુરી, કદાચ નડીઆ અને ગયા પણ, ગઈ હશે, અને તે બાદ બાઘેલખંડ પહોંચી હશે, કેમકે બિહાર અને ઉત્તર પ્રદેશના પૂર્વભાગમાં તે વખતે જબરો દુકાળ હતો. એક બાજુ મોગલો ને સામે પક્ષે સુરી

વંશના રાજવીઓ અને એમના ભાડૂતી સરદારો હતા અને તેમની વચ્ચેની લાંબા કાળની લડાઈઓ આ જ ભૂમિમાં થતી હોઈને એ બધો પ્રદેશ ઉજ્જડ થઈ ગયો હતો. બંધોગઢમાં તે ટાણે બીરબલ પણ હતો. તુલસીદાસને હજી પ્રસિદ્ધિ મળી ન હતી પણ એ એક આશાસ્પદ જુવાન હતો જ, અને મીરાબાઈ તથા તુલસીદાસ ચિત્રકૂટમાં મળ્યા હોવાનો સંભવ છે. ચિત્રકૂટ રામભક્તોનું પ્રસિદ્ધ ધામ હતું અને વળી તે બંધોગઢથી બહુ દૂર પણ ન ગણી શકાય. એટલે વૃદ્ધ મીરાંબાઈને યુવાન તુલસીદાસ ચિત્રકૂટમાં ભેગાં થઈ ગયાં હોય.

આથી પણ વધારે મહત્ત્વની બાબત તો મીરાબાઈના આંબરના રાજાઓ સાથેના સંબંધો છે. કછવાહોનું ગણતંત્ર તૂટી ગયું તે પછી તેઓ નાનકડા પ્રદેશોના ઠાકોરો બન્યા હતા અને મોગલ સામ્રાજ્યનો પ્રાંત બની જવામાંથી એમનું રાજ્ય મહેજમાં જ બચી ગયું હતું. પણ અકબરના મિત્રો બની એનો આશ્રય મેળવ્યા પછી માત્ર ત્રીસ વર્ષમાં એઓ ઉત્તર ભારતના સૌથી વધારે બળવાન રાજાઓ બન્યા. મોગલો સાથે લગ્નસંબંધો બાંધનાર પહેલો રજપૂત રાજા ભગવંતદાસ. અકબરે રજપૂતો સાથે જે મૈત્રીભર્યો વર્તાવ રાખ્યો અને સંધિઓ કરી તેની પાછળ મુખ્યત્વે રાજા ભગવંતદાસનો જ હાથ હતો. માનસિંહ અકબરનો સારામાં સારો અને સૌથી વધુ વિશ્વાસપાત્ર સરદાર હતો. રાજપૂતો સાથે મીઠા સંબંધો બાંધવાની નીતિ કંઈ તકવાદી ન હતી. એની પાછળ તો એ નીતિમાં રહેલ શ્રદ્ધા અને ઉત્સાહ હતા. ધાર્મિક અને સામાજિક બાબતોમાં આંબરના રાજાઓ હિંદુધર્મના સુધારકોના આશ્રયદાતા હતા. એમણે શ્રી ચૈતન્યના વહાલા શિષ્યોને માટે વ્રજભૂમિમાં ગોવર્ધન આને હરદેવજીનુ અને વૃંદાવનમાં ગોવિંદદેવ અને રાધાવલ્લભનાં મંદિરો બંધાવ્યા હતા એ સમયે ચૈતન્યસંપ્રદાય ન્યાતજાતના ને ઊંચનીચના ભેદો, ને

હદબહાર વધી ગયેલ કર્મકાંડની વિરુધ્ધ હતો, અને મીરાંનો સામાજિક દરજ્જો મરખો છે એમ ઉપદેશતો. એટલે અંબરના રાજાઓ મીરાંબાઈના આદર્શો અને વિચારો માટે મહાનુભૂતિ દાખવે એમ હતું. માનસિંહ મીરાંબાઈનો ભક્ત બની ગયો જણાય છે. મીરાંબાઈના અવસાન પછીનાં થોડાં વર્ષોમાં, ઈ. સ. ૧૫૬૮માં જ્યારે અકબરે હલ્લો કરીને ચિતોડગઢ લઈ લીધું ત્યારે શહેરના ખંડિયરમાંથી, મીરાંને એક કાળમાં અત્યંત પ્રિય એવી ગિરધરલાલજીની મૂર્તિ માનસિંહે બચાવી લીધી હતી. એ મૂર્તિની સ્થાપના કરવા માટે એણે અને ભગવંતદાસે અંબરમાં જગત્ શિરોમણિજીનું અત્યંત વિશાળ અને ખુબ સુંદર મંદિર બાંધ્યું. એ મંદિર રૂઢિગત હિંદુપ્રણાલીની શિલ્પકલા મુજબ બંધાયું નથી એ નોંધવા જેવું છે. એમાં હિંદુ અને મોગલ શિલ્પકલાનું સંમિશ્રણ છે. રાજપૂત લોકશૈલીનુ કોતરકામ અને મુસ્લિમ ઢબનું સુશોભન ચિત્રકામ બન્ને આ મંદિરમા છે.

અકબરની બાબતમાં તો એમ ખૂબ જાણીતી હકીકત છે કે એણે એની કિશોરાવસ્થામાં જ હિંદુ સાધુઓને મળવાનું અને તેમની જોડે વાતો કરવાનું શરૂ કરી દીધું હતું. એટલે એ મીરાંબાઈને મળવા ગયો એમાં કાંઈ નવાઈ નથી. મીરાં અજ્ઞાતવેશે રહેતી હતી એટલે એને કેટલીક મુસ્કેલી પડી હશે. મીરાંનાં અંતેવાસીઓ નો મીરાં કોણ તે જાણતાં હશે પણ જગતને માટે તો પ્રસિદ્ધ ગાયિકા અને કવયિત્રી મીરાંબાઈના જીવનમાં ચમત્કાર થયો હતો અને એ આખી પોતાના ઈષ્ટદેવની મૂર્તિમાં સમાઈ ગઈ હતી. એટલે અકબર સાધુનો વેષ પહેરી મીરાંને મળવા ગયો. અકબર તીવ્ર જિજ્ઞાસાવૃત્તિવાળો અને ગંભીર પ્રકૃતિનો હતો એ આપણે જાણીએ છીએ, પણ મીરાંબાઈને એ મળવા ગયો ત્યારે એ હજી કિશોર હતો. એની ઉંમર

ને કાળે પ દરથી વીસ હોઈ શકે અને તેથી એને એવા વેશપલટા કરવામા ને માણસો ખેડવામા આનંદ આવતો હશે.

મીરાંબાઈએ એ વર્તુળમાં શો ભાગ ભજવ્યો તે બાબતની આપણને કશી જ માહિતી નથી. છતાં એની પ્રત્યક્ષ નહિ પણ અન્ય વ્યક્તિઓદ્વારા થતી પરોક્ષ અસર પણ, એની કેળેલ બુદ્ધિ અને દીર્ઘદૃષ્ટિને કારણે બહુ મજબૂત હતી એમ માનવાને કારણો છે. અકબરે હિંદુ તરફી જે નીતિ દાખવી અને રજપૂત રાજાઓ સાથે જે મૈત્રીસંબંધો બાંધ્યા તેની પશ્ચાદ્‌ભૂમાં મીરાંએ આપેલી દૃષ્ટિ જ ઘણે ભાગે કારણભૂત હતી. અકબરની પહેલી અને સૌથી વધુ લાગવગ ધરાવતી બેગમ મરિયમ-અઝ-ઝમાની મીરાંબાઈની શિષ્યા હોવાની શક્યતા છે. અત્યાર સુધી ડામાડોળ રહેલા મોગલ સામ્રાજ્યનો પાયો મજબૂત ને સ્થિર કરવામાં મોગલો અને રાજપૂતોના મૈત્રી સંબંધો કારણભૂત હતા. પરસ્પરની સંસ્કૃતિની આપલેમાંથી નવી મોગલ સંસ્કૃતિ અને કલા જન્મ્યાં હતાં. એથી મીરાંબાઈના જીવનની અંતિમ સિદ્ધિ તે હિંદુ અને મુસ્લિમ વચ્ચેનું અંતર દૂર કરી, એક એવા સામ્રાજ્યનું નિર્માણ કરવાની ઇચ્છા કે જ્યાં લોકોને શાંતિ અને ન્યાય મળે. એ પ્રયોગ નિષ્ફળ ગયો એમાં વાંક મીરાંનો ન હતો. થોડા જ સમયમાં ઈ. સ. ૧૫૬૩ કે ૧૫૬૫માં મીરાં મૃત્યુ પામી. મરિયમ-અઝ-ઝમાની ઈ. સ ૧૬૨૩ માં મૃત્યુ પામી. તે પછીનાં ત્રણ જ વર્ષમાં અકબરની હિંદુઓ સાથે મૈત્રીભર્યા સંબંધો રાખવાની નીતિ દૂર કરવામાં આવી અને રૂઢિચુસ્ત મુસ્લિમ તરફી નીતિ અપનાવાઈ. ક્રમેક્રમે મુસ્લિમો પ્રત્યેના વધતા જતા પક્ષપાતે હિંદુઓની કનડગત વધતી ગઈ અને તેમાંથી ધર્મભેદને કારણે યુદ્ધો થયાં. મોગલ સામ્રાજ્ય

સરવાળે છિન્નભિન્ન થઈ ગયું. હિંદમાં પરદેશી અમલની સ્થાપના સહેલી થઈ ગઈ.

પ્રથમ દૃષ્ટિએ તો આ જાતના નિર્ણયો તાણીતૂસીને મેળવેલા લાગે. એથી આખી પરિસ્થિતિ કાળજીપૂર્વક વિચારી લેવાની જરૂર છે.

એ વર્તુળની બધી જ વ્યક્તિઓ, એક યા બીજી રીતે, એક સમાન આદર્શની સિદ્ધિ માટે કાર્ય કરી રહી હતી. એ આદર્શ તે એક એવા ન્યાયપૂર્ણ રાજઅમલની સ્થાપના કે જેમા લોકો શાંતિપૂર્વક જીવી શકે. તુલસીદાસ આ વર્તુળમાંના એક ન હતા છતા મીરાંબાઈ ને એ મળ્યા હતા જ અને એમણે આ આદર્શ પોતાની રામરાજ્યની કલ્પનામાં રજૂ કર્યો છે. બીરબલ, ભગવંતદાસ અને મરિયમ-ઉઝ-ઝમાનીએ, અકબર અને રાજપૂત રાજાઓને, એ આદર્શની સિદ્ધિને અનુકૂળ બનાવવા પ્રયત્નો કર્યાં. અકબરે એ આદર્શને એક બાહોશ રાજનીતિજ્ઞની દૃષ્ટિએ જોઈ વિચારી અમલમા આણ્યો. માનસિંહ, પોતાના જાતભાઈ રાજપૂતોનો તિરસ્કાર ને ટીકાઓ સહી લઈને પણ, એની સિદ્ધિ માટે મદદગાર બનીને લડ્યો હિંદુ અને મુસ્લિમ સંગીતકલાનો સમન્વય સાધવા મથનાર ગાયકોમા તાનસેનનો નંબર પહેલો છે. પણ આ બધામાથી કોઈની પણ પાસે એવું ઉદાત્ત ચારિત્ર્ય કે બહોળો અનુભવ ન હતા કે જેથી એમાનુ કોઈ આ આદર્શને જન્મ આપી શકે. બીરબલ અચ્છો ને હાજરજવાબી માણસ હતો પણ એની બુદ્ધિશક્તિમા એટલી ગહનતા ન હતી. નાના ટાકોરોથી વારંવાર હેરાન થતા અંબરના રાજાઓ બહાદુર લડવૈયા અને મુત્સદ્દીઓ હતા. મરિયમ-ઉઝ-ઝમાની હજી બિનઅનુભવી મુગ્ધા હતી. અકબર જગતના સૌથી વધારે વિચક્ષણ અને શક્તિશાળી પુરુષોમાનો એક હતો એ સાચું, પણ એની ઉમર હજી નાની હતી. એ જિજ્ઞાસુ હતો અને અવારનવાર અધ્યાત્મની ધૂન એને આવી

ખરી, પણ છતા જે મુસ્લિમ પ્રણાલિકા પ્રમાણે એ ઊછર્યો હતો તેમાથી ગ્ગનો કાઢવા એ હજી ફાંફાં મારતો હતો. બીજાં પચ્ચીસ વર્ષ વીત્યા પછી એણે દીન-ઈ-ઈલાહીને જન્મ આપ્યો.

આમ આવા આદર્શને જન્માવવાની શક્તિ આ કોઈમાં ન હોવા છતા, એ બેઉએ એ આદર્શની સિદ્ધિને કાજે જે ઉત્સાહ દાખવ્યો છે તેવો ઉત્સાહ તો નવું નવું ધર્માન્તર કરનારમાં જ નજરે પડે તેમ છે. અકબરને છતી લેવાના પ્રયત્નોમાં જેટલી ધીરજ હતી એટલી જ છૂટ પણ હતી. અકબરે મરિયમ ઉઝ-ઝમાનીને પરણવાની ઇચ્છા વ્યક્ત કરી ન હતી. બધા રાજપૂતોનો વિરોધ છતાં રાજા ભગવાનદાસે ચાહીને એને અકબરને પરણાવી હતી. મરિયમ ઉઝ-ઝમાની આમ તો ખૂબ સંકોચશીલ અને એકાંતપ્રિય સ્ત્રી હતી. છતાં મોગલ રાજ્યમાં એની જબરી લાગવગ અને પ્રભાવ હતાં. અકબર અને જહાંગીર એનું આદરમાન કરતા. ઉત્તમોત્તમ આદર્શો ધરાવતી સ્ત્રીને માટે જ આવો આદર અને પૂજ્યબુદ્ધિ હોઈ શકે. અંબરની આ રાજકુંવરી સાથેનો પોતાના લગ્નમા કોઈક ગૂઢ સંકેત છે એમ અકબર માનતો હતો. એથી તો એનુ નામ મરિયમ-ઉઝ-ઝમાની હતું. ભવિષ્યમાં અવતરનાર પેગંબરની એ માતા થવાની હતી. રાજકુંવર સલીમનો જન્મોત્સવ ખૂબ દબદબાથી, લોકોને યાદ રહી જાય એ રીતે, ઉજવાયો મુસ્લિમ ઇતિહાસમાં, આ એક જ બાળકનો જન્મપ્રસંગ એવો છે કે જેને કલાઓમાં સ્થાન મળ્યું, અને એની રાજપૂત બેગમ જોધબાઈને 'જગતગોસાઈની'નું બિરુદ આપવામાં આવ્યું. બીજા શબ્દોમાં કહીએ તો આ લગ્નને પરિણામે એક એવો સુવર્ણયુગ પ્રવર્તવાનો હતો કે જેમાં હિંદુઓ અને મુસલમાનો ભાઈ ભાઈ તરીકે આનંદથી રહેતા હોય અને રાજ્યશાસન અવતારી પુરુષ અને એની અર્ધાંગના જગતગોસાંઈની કરતાં હોય.

પણ આ આખા વર્તુળમાં આવાં સ્વપ્નો સેવી શકે એવું કોઈ પણ હોય તો તે મીરાંબાઈ. એણે ઉત્તમોત્તમ રાજવૈભવ માણ્યો હતો અને મંઝારની દારુણ યાતનાઓ પણ સહી લીધી હતી. સમાજને શિખરે બિરાજતા રાજવીઓના સત્તા માટેના કાવાદાવાથી એ પરિચિત હતી અને દીનદુખી અને પીડિત પ્રજાજનોના દયામણા જીવનનો સાચો ખ્યાલ પણ એને હતો. પોતાના ભગવાનની ભક્તિમાં રાતદિવસ રમમાણ હોવા છતાં મીરાં રાજાઓ અને પુરોહિતોના ઉગ્ર તિરસ્કાર ને ધિક્કારને પાત્ર બની ગઈ હતી. અત્યંત શ્રીમંત હિંદુકુટુંબમાં જન્મી હોવા છતાં જગતનાં સૌ માનવીઓને વ્રજની ગોપીઓ તરીકે જ એ જોતી. પોતાના આદર્શોના રક્ષણ માટે એ જીવનભર ઝઝૂમી હતી અને એ આદર્શોની સિદ્ધિને માટે એણે ઉત્સાહપૂર્વક કામ કર્યું હતું. રાજાઓ અને ગોસાંઈઓ સાથે એ સમાન કક્ષાની હોય એ રીતે જ વર્તી હતી. અસંખ્ય પુરુષો અને સ્ત્રીઓને અધ્યાત્મમાર્ગમાં દોરનાર પણ એ હતી. એના જમાનામાં સ્ત્રીઓ જ્યારે કેવળ દાસીઓ અને માતાઓ બનવાને જ લાયક ગણાતી ત્યારે ‘જગતગોસાંઈની’ની આખી કલ્પના **મીરાંબાઈએ** ખડી કરી.

પણ આ બધું તો પ્રાસંગિક પુરાવાઓને આધારે કરેલ અનુમાન છે; એને માટે દસ્તાવેજી પુરાવા નથી.

## મીરાંના જીવનચરિત્રની થયેલ વિકૃતિ

આ બધી ચર્ચાવિચારણાને પરિણામે આપણી આગળ મીરાંબાઈનું જે ચિત્ર ખડું થાય છે તે પરંપરાગત ચિત્રથી ઘણું જુદું પડે છે. પરંપરાગત વિગતો પ્રમાણે તો મધ્યમ વર્ગનું માનસ ધરાવતા એક રાણાથી સંતાપાતી મીરાં પોતાના ઘરમાં ભગવાનની મૂર્તિ આગળ

નૃત્ય કરતી ઊર્મિપ્રધાન ભજનિક છે. પણ આપણે જોયું તે પ્રમાણે તો અભિજાત રાજપૂત કુળની અત્યંત રૂપવતી રાજકુંવરી હોવા ઉપરાંત મીરાંબાઈ રાજનીતિજ્ઞ છે, સમાજસુધારક છે, ધર્મોપદેશક છે, ઉત્તમ કવયિત્રી અને કલાકાર છે. પોતાના ગૌરવભર્યા સ્થાનનું બલિદાન આપી દેતી સંત સ્ત્રી છે. પોતાની માન્યતાઓને વળગી રહેવા અને પોતાની સ્વતંત્રતાને જાળવી રાખવા એણે શેનો ભોગ નથી આપ્યો ? જે થવાનું હોય તે થાઓ એમ કરીને એણે કુલમર્યાદા ને લોકલાજને ફગાવી દઈને સાધુઓના સંગમાં બેસવાનું પસંદ કર્યું છે. રાજકુટુંબની મહિલા તરીકે જે માનપ્રતિષ્ઠા એનાં હતાં, કવયિત્રી અને સાધ્વી તરીકેની એની જે આબરૂ હતી, ઉદાત્ત વ્યક્તિત્વની જે અનોખી મોહિની હતી, તે બધું એણે પોતાને નક્કી કરેલે માર્ગે જીવન વીતાવવા ફગાવી દાધું. હિંદુ અને મુસલમાન, તુરકો અને મોગલો, જેવા જાતિભેદોથી પર થઈને, સાંપ્રદાયિક ભેદો ને ઝઘડાઓને સર્વથા દૂર રાખીને મીરાંએ લાગણીની વિશુદ્ધિ પર ભાર મૂકતી ઇશ્વરભક્તિનો ઉપદેશ કર્યો છે. અકબરના સામ્રાજ્યમાં ભારતમાં જે અત્યંત નિશ્ચયાત્મક રાજકીય અને સાંસ્કૃતિક ક્રાન્તિ આવી ને ક્રાન્તિના વિચારો અને ભાવનાઓની જનની અને પ્રવર્તક મીરાંબાઈ જ હતી. પણ આ જ કારણોને લીધે મીરાંના જીવનપ્રસંગોની વિગતોને કયાંક જાણીજોઈને મરડીમચડી વિકૃત કરવામાં આવી છે અને કયાંક દબાવી દેવામાં આવી છે. મીરાંના પોતાના જમાનામાં એ જમાનો જેને વાંધાભર્યું અને દોષયુક્ત ગણે એવું ઘણું મીરાંએ કર્યું છે. મોગલોના સમયમાં રાજપૂત સમાજ અને ધર્મસુધારણાના દમેયવાજે વૈષ્ણવધર્મ પોતાની તાઝગી અને ચેતન ખોઈ બેસી સાવ ચીલેચાલુ બની ગયા હતા. એટલે મીરાંનો વર્તાવ તે જમાનામાં અત્યંત નાલેશીભર્યો લેખાય એ દેખીતું છે. રાજકુંવરી તરીકેનો મોભો ફગાવી દઈને, મીરાં આમજનતાનાં સ્ત્રી-પુરુષોમાં તેમના

જેવી બની એક સામાન્ય સ્ત્રીની માફક હળતીભળતી. ન્નતિ અને ધર્મનાં સૌ બંધનો એણે અવગણ્યાં હતાં. એણે આમજનતાને અને ખાસ કરીને સ્ત્રીઓને એ જ ઉપદેશ આપ્યો છે કે બ્રાહ્મણ પુરોહિતો જે ઉપદેશે છે તે માર્ગે નહિ, પણ વિશુદ્ધ અંતરથી કરેલ ભક્તિ દ્વારા જ ભગવાનને પામી શકાય છે. પોતાની ધાર્મિક માન્યતાઓને વળગી રહેવાનો પોતાનો હક મીરાંએ સાબિત કર્યો છે અને જીવા ગોસાંઈ જેવા સુપ્રસિદ્ધ સંતની સાન ઠેકાણે આણવાની હિંમત પણ એણે કરી છે. એની ભક્તિ એ કેવળ લાગણીવેડા ન હતા. વાસ્તવ જીવનની અનેક વિષમતાઓ વચ્ચે ભક્તિની અત્યંત આકરી કસોટીએ ચડીને પણ એ શુદ્ધ સાબિત થઈ હતી. ધર્મ અને સંપ્રદાયની મર્યાદાઓને મીરાં વટાવી ગઈ હતી. એક એવા પ્રદેશમાં એ વિહરતી હતી કે જ્યાં કેવળ પરમાત્મા અને જીવાત્મા (ભગવાન અને ભક્તનું)જ અસ્તિત્વ હતું, જ્યાં અન્ય સૌ ભેદો કેવળ આકસ્મિક હતા.

આમ છતાં, મીરાંએ ક્રાન્તિકારી બનવાની ઇચ્છા કરી ન હતી. પોતાના આદર્શો ને સિદ્ધાંતો કબીર અને નાનકને ખુબખુબ મળતા આવતા છતાં તેમની માફક મીરાંએ કયારે પણ પોતાના સમાજ કે સમકાલીન ધાર્મિક માન્યતાઓની ટીકા કરી નથી કે તેમાં સુધારો કરવા લડત ચલાવી નથી. પ્રચલિત વૈષ્ણવધર્મ કે કૃષ્ણ-ભક્તિ સાથે એને કોઈ ઝઘડો નથી સ્ત્રીસ્વાતંત્ર્ય માટે લડત ચલાવવાનું એણે કયારેય વિચાર્યું નથી. પોતાના પતિ શ્રીકૃષ્ણ સાથેની આધ્યાત્મિક એકતામાં લીન બની જઈને મીરાંએ પોતાના એ અભેદાનુભવને બળે જ બધી વસ્તુઓની કિંમત આંકી છે. એણે સ્વીકારેલાં બૌદ્ધિક-નૈતિક મૂલ્યો એની પરમ ભગવદ્‌ભક્તિમાંથી જ પ્રગટ્યાં છે કૃષ્ણ જ મીરાં માટે એક માત્ર દેવ છે—પરમાત્મા છે. બીજા દેવોનું પૃથક્ અસ્તિત્વ જ નથી. બધાં શ્રીકૃષ્ણનાં જ નામો છે. પુરાણોમાં રજૂ થતી કૃષ્ણકથા પરમાત્મા અને જીવાત્માના સંબંધોનું જ પ્રતીક છે

કૃષ્ણ જ મીરાંનો સાચો પતિ છે, પણ રૂઢિગત રીતે મીરાં એને પરણીને એની પત્ની બની નથી. હૈયાના વિશુદ્ધ પ્રેમ અને અનન્ય ભક્તિભાવે એ કૃષ્ણની સાચી પ્રેમિકા બની છે. મીરાં કૃષ્ણની દાસી છે પણ તે એક અસહાય નારી તરીકે નહિ, પણ હૈયાંની એકના સાધીને. એના વિચારો અને એના મનોરથો એના પ્રીતમના વિચારો ને મનોરથોથી અભિન્ન હોઈ એણે પોતાની જાતને કૃષ્ણને જ સોંપી દીધી છે.

મીરાંબાઈનાં ભજનો હિંદુ સમાજને અને ખાસ કરીને હિંદુ સ્ત્રીઓને શા કારણે આટલી બધી સઘન રીતે પ્રભાવિત કરે છે એ હવે સમજાય તેવું છે. માત્ર હિંદુધર્મ જ નહિ, પણ જગતનો કોઈ પણ ધર્મ જે કાંઈ ઉત્તમોત્તમ આપી શકે તેમ છે ને મીરાંનાં પદોમાં છે. પણ મીરાંનું જીવન જોવા જઈએ તો પરિસ્થિતિ જુદી છે. રૂઢિચુસ્ત હિંદુસમાજની પ્રણાલી મુજબ એ જીવી નથી. એનાં પદો–ભજનોને ગવાઈ ઝીલાઈને જનતામાં પ્રચાર પામતાં કોણ રોકી શકે? પણ સાંપ્રદાયિક વિધિઓમાં એમનો સમાવેશ કરાયો નથી. રૂઢિપૂજક નહી એવા કબીરપંથીઓ અને શીખોના ધર્મગ્રંથોમાં એમાંનાં કેટલાંકને સ્થાન મળી ગયું છે. બીજા અનેક સંતો અને ભક્તોની બાબતમાં બની ચૂક્યું છે તેમ મીરાંની બાબતમાં પણ બન્યું છે. મીરાંની જીવનકથાને વિકૃત કરી એમાં કેટલાંક જૂઠાણાં ઘુસાડી દેવામાં આવ્યાં છે. આ બધુ તે કાળનાં ધાર્મિક વર્તુળોમાં કદાચ નિર્હેતુક રીતે બન્યું છે. પ્રચલિત સંપ્રદાયો અને ધર્મગ્રંથોએ મીરાંને જ્યારે દૂર ને દૂર જ રાખી ત્યારે મીરાંબાઈનું જીવન એક દંતકથા બની ગયું. ધર્મગ્રંથો લખનાર ને ધર્મપ્રચાર કરનાર બ્રાહ્મણવર્ગને ઇતિહાસ ને રાજકારણ સાથે લેવાદેવા ન હતી. જે રાજકુટુંબોમાં મીરાં રહેતી હતી ને કુટુંબોના જીવનની અને રાજ-

દરબારોના વાતાવરણની માહિતી તેમને ન હતી અને તે ઉપરાંત, ઇતિહાસમાં અને ઐતિહાસિક દસ્તાવેજોમાં પણ જૂઠાણા ઘુસાડવામાં આવ્યાં કેમકે પછીની પેઢીઓની દૃષ્ટિએ તો મીરાનો જમાનો એક ભવ્ય યુગ હતો. બીજી બાજુ લોકમાનસને હંમેશા આકર્ષે એવા ચમત્કારોને આગળ કરવામાં આવ્યા ઈ. સ. ૧૫૪૬ માં દ્વારકા ખાતે એના અવસાનના બનાવટી સમાચાર ફેલાવવાની ફરજ પડી નેથી એનું તે પછીનું જીવન ભૂંસાઈ ગયું. માત્ર કેટલીક મૂઝવી મારે એવી લોકવાતો અવશેષ રૂપે રહી ગઈ અને જ્યારે મીરાએ ઉલ્લેખેલ રાણો કોણ એ પણ ભુલાઈ ગયું ત્યારે સૌથી વધારે પ્રસિદ્ધિ પામેલ કુંભારાણાની એ રાણી હતી એમ મનાયું. મીરાના જીવનસંબંધી ઘણી બધી વાતો ભુલાઈ ગઈ હોત, પણ સાંપ્રદાયિક દ્વેષને કારણે તે ટકી રહી છે જેવા ગોસાઈવાળો પ્રસંગ સચવાઈ રહ્યો છે કેમકે પરંપરાગત વૈષ્ણવધર્મ સાથે એ ટકરાય તેમ નથી. મીરાનો મણમણનો જવાબ તે જમાનાના આપખુદ ને અહંકારી ધર્મગુરુઓ માટે એક જબરી ટકોર છે. મીરાબાઈની અને તુલસીદાસની મુલાકાતે રામભક્તો ને કૃષ્ણભક્તોને ઉતારી પાડવા માટે તક પૂરી પાડી. રાજ્ય તરફથી મીરાની થયેલ કનડગતે, રાજાઓ શૈવ હોવાને કારણે, શિવભક્તોને નામોશી બક્ષી કેટલાંક ભજનોમાં મીરા રાણાની અવગણના કરે છે એમ લાગે પણ તેવા ભજનો મીરાએ લખ્યાં હોવાનો સંભવ નથી. એ ભજનો ઊંડા રાગદ્વેષવાળા અત્યંત સંકુચિત મનની પેદાશ છે મીરાની પોતાની કવિતા તો નિર્મળ, ભવ્ય અને ઉદાત્ત છે પરમાત્મા પ્રત્યેના ભક્તિભાવથી ભરપૂર છે પણ એટલું ખરું કે એવાં ભજનોએ મીરાંના જીવનના કેટલાક અત્યંત મહત્ત્વના પ્રસંગોની યાદ તાજી રાખી છે. અને છેલ્લે છેલ્લે તો નીચલા થરના મધ્યમવર્ગના માણસોએ જ મીરાનું જીવન આલેખ્યું એટલે તેમણે તો પોતાના જીવનના અનુભવોને આધારે જ મીરા-

બાઈના જીવનપ્રસંગોને રજૂ કર્યા પરિણામે, રાજકુંવરી મીરાં રાજખટપટોનો ભોગ બનીને હેરાન થઈ ગઈ હતી તેને સ્થાને મધ્યમવર્ગના હિંદુ કુટુંબના આંતરિક ક્લેશ અને ઝઘડાઓથી તેને પીડાતી દેખાડવામાં આવી. અને પછી તો એ જ બધી વાતો સર્વસ્વીકૃત બની ગઈ. ધાર્મિક બાબતોમાં સૌથી વધુ રસ લેનાર મધ્યમવર્ગ હતો. એવું જ ધાર્મિક માનસ ધરાવતી ઉપલા વર્ગની કેટલીક સ્ત્રીઓ પણ હતી. એમના માનસને તો મીરાંનું કલ્પિત ચિત્ર જ અનુકૂળ અને સહેલાઈથી બુદ્ધિગમ્ય હતું.

આ બધા ગોટાળા ને વિકૃતિ છતાં, મીરાંની લોકમાનસ પરની પકડ લેશમાત્ર ઢીલી પડી નથી, એવી ને એવી જ મજબૂત છે; અને તે જ મીરાની મહત્તાનો ઉત્તમ પુરાવો છે. મનુષ્યજાતિએ પેદા કરેલ સૌથી મહાન વ્યક્તિઓમાં મીરાંનું સ્થાન છે.



# સાલવારી

સંત રામાનંદ–ઈ. સ. ૧૨૯૯ થી ૧૪૧૦

નરસિંહ મહેતા–ઈ. સ. ૧૪૧૪ થી ૧૪૮૧

રાણો કુંભો (જન્મ ઈ. સ. ૧૪૧૯), રાજ્યકાળ–ઈ. સ. ૧૪૩૩ થી ૧૪૬૭

દૂદાજી દ્વારા મેડતાના રાઠોડ કુળની સ્થાપના–ઈ. સ. ૧૪૬૮ થી ૧૪૭૨

*          *          *

ઈ. સ. ૧૪૯૮ રાવ દૂદાજીના પુત્ર રતનસિંહને ત્યાં મેડતા પાસે કુડકી ગામમાં મીરાંનો જન્મ.

ઈ. સ. ૧૫૦૧/૨ કોઈ સાધુ (રૈદાસજી) પાસેથી મીરાંને ગિરધરલાલજીની મૂર્તિ મળી.

ઈ. સ. ૧૫૦૩ મીરાંની માતાનું અવસાન, દાદા પાસે પિત્રાઈ ભાઈ જયમલ જોડે મીરાં ઉછરી.

ઈ. સ. ૧૫૧૫ રાવ દૂદાજીનું અવસાન.

ઈ. સ. ૧૫૧૬ કાકા વીરમદેએ મીરાંને રાણા સંગના પાટવી કુંવર ભોજરાજ સાથે પરણાવી.

ઈ. સ. ૧૫૧૮ ખટોલીનું યુદ્ધ—ઈબ્રાહીમ લોદી અને રાણા સંગ વચ્ચે. ભોજ ઘાયલ.

ઈ. સ. ૧૫૨૧ ભોજરાજનું મૃત્યુ.

ઈ. સ. ૧૫૨૨ રાણા સંગ સામે જોધપુરપક્ષનું બંડ.

ઈ. સ. ૧૫૨૪–૨૭ વૃદ્ધ ઝાલી રાણી રતનકુંવરનું અવસાન.

ઈ. સ. ૧૫૨૭ ખનુઆનું યુદ્ધ, બાબરને હાથે રાણા સંગનો પરાજય. મીરાંના પિતાનું અવસાન.

ઈ. સ. ૧૫૨૮ રાણા સંગને ઝેર. રતનસિંહ બીજો ગાદી પર. મીરાંની કનડગત.

ઈ. સ. ૧૫૩૧ રતનસિંહનું મૃત્યુ. વિક્રમાજીત ચૌદ વર્ષની ઉંમરે ગાદી પર. મીરાંનો જાન લેવાનો પ્રયાસ. મીરાંનો ચિતોડ ત્યાગ.

ઈ. સ. ૧૫૩૫ ચિતોડ પર બહાદુરશાહનું આક્રમણ. ધનબાઈ ને કરમેતીનાં મૃત્યુ.

ઈ. સ. ૧૫૩૬ વનવીરને હાથે વિક્રમાજીતનું મૃત્યુ.

ઈ. સ. ૧૫૩૭ મીરાં દ્વારકામાં, વિક્રમનો નાનો ભાઈ ઉદેસિંગ કુંભલનેરમાં રાજા.

ઈ. સ. ૧૫૪૦ ઉદેસિંગે ચિતોડમાથી વનવીરને હાંકી કાઢયો.

ઈ. સ. ૧૫૪૬ મીરાને પાછી લાવવા ઉદેસિંગે બ્રાહ્મણોને દ્વારકા મોકલ્યા. મીરાં દ્વારકામાંથી અદ્રશ્ય. દક્ષિણ ભારતની યાત્રાએ.

ઈ. સ. ૧૫૪૭ ચિતોડગઢ અફઘાનોના હાથમાં.

ઈ સ. ૧૫૫૬-૬૦ મીરાં ઉત્તર ભારતમાં-બંધોગઢમાં. એ ગાળામાં તાનસેન, બીરબલ, તુલસીદાસ, અકબરની મુલાકાત.

ઈ. સ. ૧૫૬૩-૬૫ મીરાંનું અવસાન.

ઈ. સ. ૧૫૬૮ અકબરે ચિતોડ જીતી લીધું.

# મીરાંબાઈનું જીવનચરિત્ર

ભૂમિકા :

ભારતમાં ભાગ્યેજ એવું કોઈ શહેર હશે કે જ્યાં કોઈ પુરુષ કે સ્ત્રીની જીભે મીરાંબાઈનું નામ રમતું ન હોય અને ભાગ્યે જ એવું કોઈ મંદિર હશે કે જ્યાં મીરાના બનાવેલાં ભજન અને હરિયશ ન ગવાતાં હોય આમ હોવા છતા પણ મીરા સંબંધી સાચી હકીકત લોકો બહુ ઓછી જાણે છે અને તે ન જાણ્યા બરોબર છે. વળી, ભક્તમાળ વગેરેમાં જે કંઈ લખ્યું છે તે ઐતિહાસિક હકીકતો તથા પ્રમાણો અને ઐતિહાસિક જગતથી ઘણું છેટું છે. વાત એ છે કે જે લોકોએ તે લખ્યું છે તેમને ઐતિહાસિક સંશોધનની કશી પડી ન હતી. એમને તો ભગવાનના ભક્તોનું ચરિત્ર લખવું હતું. જે જે વાત એમણે સાંભળી અથવા તો એમને ઠીક લાગી તે તે એમણે લખી નાખી. આજ રીતે કર્નલ ટોડે પણ સાંભળેલી અને અટકળથી કલ્પેલી કેટલીક વાતો પર ભરોસો રાખી મીરાંબાઈને ખોટી રીતે રાણા કુંભાજીની રાણી ગણી છે. એથી પણ વધારે ગલત વાત બાબુ કાર્તિકપ્રસાદે [1]મીરાંબાઈના જીવનચરિત્રમાં લખી છે કે મેડતાના રાઠોડ જયમલની દીકરી મીરાંબાઈનો જન્મ સંવત ૧૪૭૫ માં થયો હતો ! પરંતુ આજના જમાનામાં પુરાણી બાબતોનું સંશોધન વધારે થાય છે. ગમે તેવી વાતોથી આપણને શાંતિ

---

૧. આ જીવનચરિત્ર સં. ૧૯૫૦ માં મુઝફ્ફરપુરના નારાયણપ્રેસમાં છપાઈ ગયું છે.

થતી નથી અને જો શોધખોળ થાય તો કોઈ ને કોઈ ફરક અવશ્ય નીકળી આવે છે. ઉપરાંત ક્યારેક ઘણી અસલ વાતો પણ જાહેરમા આવે છે

અમે મારવાડ અને મેવાડ જ્યાં મીરાંએ પોતાનું જીવન વીતાવ્યું હતું ત્યા મીરાંબાઈ સંબંધી વીગતોની તપાસ આદરી અને તેમાં ભક્તમાળ, ટોડકૃત રાજસ્થાન અને કાર્તિકપ્રસાદનું મીરાંબાઈનું જીવન-ચરિત્ર એ બધાથી વધારે પ્રમાણિક વાતો માલુમ પડી. આમજનતાના લાભમાં અમે એ બધી વાતો અહીં રજૂ કરીએ છીએ.

---

૨. મેવાડનું ઈતિહાસખાતું જે મહામહોપાધ્યાય કવિરાજ સામળદાસજીના અધિકારમા હતું તેમાં મીરાબાઈની પૂરી હકીકત નથી. એક વખત મેં કવિરાજ સાહેબને ઘણી પૂછપરછ કરી હતી, પણ તેનો જવાબ એમણે એટલો જ આપ્યો હતો કે "મીરાબાઈ સંબંધી કશી હકીકત અમને ખબર નથી–સિવાય કે એ રાવ દૂદાજીના પુત્ર મેડતિયા રાઠોડ રતનસિંહજીની દીકરી હતી અને મહારાણા સાંગાજીના કુંવર ભોજરાજ સાથે પરણી હતી. ભોજરાજનું મૃત્યુ મહારાણાની હયાતીમાં થયું હતું અને મીરાબાઈ પાસે સાધુ સંતો ઘણા આવતા હતા તેથી રાણા વિક્રમાજીત એને ત્રાસ આપતા હતા."

કવિરાજ ગુજરી ગયા તે પછી એમના મદદનીશ પડિત ગૌરીશંકરજી સાથે ઘણા મહિના સુધી પત્રવ્યવહાર થયો હતો અને એમણે પણ લખ્યુ છે કે મીરાબાઈની હકીકત મોટેભાગે તો કિસ્સા–કહાની છે અને તે સઘળે મશહૂર છે. મીરાંબાઈ મહારાણા સંગના બીજા પુત્ર ભોજરાજની રાણી અને મેડતાના રાય દૂદાજીના પુત્ર રતનસિંહની દીકરી હતી. મહારાણા સંગનો દેહાન્ત સં. ૧૫૮૪માં થયો. એનાથી રહેજ પહેલાં ભોજરાજ મૃત્યુ પામ્યા હતા. મીરાંબાઈ રાણો રતનસિંહ બીજો (સં. ૧૫૮૮થી ૧૫૯૨)ના રાજ્ય સુધી તો જીવતી હતી. મહારાણા ઉદય- (સંવત ૧૫૯૨ થી ૧૬૨૮) ના રાજ્યમાં મરી. એ રણછોડજીની પૂરી ભક્ત હતી, સાધુ અને સંતોનો ખૂબ સત્કાર કરતી હતી. જેથી મહારાણા રતનસિંહ સખત નારાજ રહેતા હતા અને તેને ઘણું દુઃખ દેતા હતા. આ વાત મીરાંબાઇની કવિતા માથી પણ સ્પષ્ટ થાય છે."

## મીરાંબાઈની કોમ અને સાસરું

મીરાંબાઈ જોધપુરના [3]રાઠોડ કુટુંબની હતી અને ઉદેપુરના [4]સિસોદિયા કુળમા મહારાણા સગના કુંવર ભોજની સાથે પરણી હતી. આ બંને કુળોમા જૂના વખતથી સબંધ ચાલ્યો આવતો હતો અને તેથી આ સાંકળની ઉપર ઉપરથી કડીઓ બતાવીએ છીએ અને વંશવૃક્ષ દ્વારા એને સુગમ બનાવીએ છીએ કે જેથી બધી જ વિગતો વાચનારાઓને બરાબર સમજાઈ જાય અને એઓ બીનવાકેફ લોકોના લખાણુથી મીરાંબાઈનો જમાનો અને એના પતિ કે પિતા વગેરેમા જે ભૂલ કરે છે તે દૂર થઈ જાય

આ વંશવૃક્ષ એક બાજુ રાવ સુંડાજી અને બીજી બાજુ રાણા લાખાજીના નામથી શરૂ થાય છે. એ બંને કોણ હતા અને એમનો પરસ્પર સંબંધ કેવો હતો તે બધાનો નીચેના બયાન પરથી ખ્યાલ આવશે

---

૩. રાઠોડ (રાષ્ટ્ર-કૂટ) દેશમા સર્વશ્રેષ્ઠ ક્ષત્રિયોનુ આ કુળ પોતાને રામના વંશજ માને છે. આ વંશનો સૌથી વધારે પ્રાચીન ઉલ્લેખ અશોકના દક્ષિણમા મળી આવેલા ઈ. સ. પૂર્વે ૨૬૪ના શિલાલેખમા મળે છે. તે પછી મળતા પાંચમા સૈકાના શિલાલેખમા આ કુળના પહેલા રાજા અભિમન્યુનો ઉલ્લેખ મળે છે.

૪. સિસોદિયા (શાર્યોદય) ક્ષત્રિયોનુ આ કુળ મહારાજ રામના પુત્ર કુશની પરંપરામા ગણાય છે. વર્તમાન રાજવંશની સ્થાપના બાપ્પા રાવળ દ્વારા મનાય છે—જેણે પોતાના પરાક્રમથી સિંધના યવનોને હરાવ્યા હતા તથા ઈ. સ. ૭૩૪મા મેવાડ રાજ્યની સ્થાપના કરી હતી.

ઈ. સ. ૧૨૦૧મા એમના વંશજ રાહપે પૂર્વે ખોયેલું ચિતોડ ફરીથી પોતાના અધિકારમા લીધું હતું તથા પોતાના પૂર્વજ બાપ્પા મારફતે ધારણ કરેલી 'રાવળ'ની પદવીને 'રાણા'માં ફેરવી નાખી. આ પદવી પહેલા મંડોરના પરિહાર શાસક મોકલની હતી. જેને રાહપે પરાજિત કર્યો હતા તથા આ પદવી છોડવાની ફરજ પાડી હતી.

## મીરાંનું પિતૃકુળ

1. રાવ ચૂંડાજી રાઠોડ
   - ૨. રાવ રિડમલજી
     - ૩. રાવ જોધાજી
       - ૪ રાવ સૂજાજી
         - ૫. કુંવર બાઘજી
           - ૬. રાવ ગાંગાજી
             - ૭. રાવ માલદેવજી (રાજ્ય ઈ સ. ૧૫૩૧) (મૃત્યુ ઈ સ ૧૫૬૨)
       - દૂદાજી (મેડતામાં)
         - વીરમદેવ
           - જયમલજી
         - રતનસિંહજી
           - મીરાબાઈ

## મીરાંનું શ્વસુરકુળ

1. રાણા લાખાજી
   - ૨. રાણા મોકલજી
     - ૩. રાણા કુંભાજી
       - ૪. ઊદા (રાજ્ય ઈ. સ. ૧૪૬૮–૭૪)
       - ૪. રાણા રાયમલજી
         - ૫. મહારાણા સંગ
           - ૬ કુંવર ભોજ
           - રાણો રતનસિંહ રાજ્ય ઈ.સ ૧૫૨૮-૩૧
           - રાણો વિક્રમાજીત રાજ્ય ઈ.સ. ૧૫૩૧–૩૬
           - રાણો ઉદેસિંહ રાજ્ય ઈ સ ૧૫૩૮-૭૧

## *રાઠોડ-સિસોદિયા વંશોનો વૈવાહિક સંબંધ

રાઠોડ રાવ ચૂંડા (ઈ. સ. ૧૩૯૬=?)

- રણમલ (મૃત્યુ ઇ. ૧૪૪૩)
  - જોધા (જન્મ ઈ. ૧૪૧૫; રાજ્ય ઇ.૧૪૫૩ થી ૧૪૯૧ ?)
    - દૂદા (ઇ. સ. ૧૪૪૦–૧૫૧૫)
      - વીરમદેવ (ઇ. સ. ૧૪૭૭–૧૫૪૩)
        - જયમલ (ઇ. સ. ૧૫૦૭–૧૫૬૭ ઇ. ૧૫૪૩ માં ગાદીએ)
    - શૃંગારદેવી (ઈ. ૧૪૯૮ થી ૧૫૪૦) વિવાહ રાયમલ
      - રતનસિંહ (મૃત્યુ ઇ. ૧૫૨૭)
        - મીરાંબાઈ (જન્મ ઇ. ૧૫૦૪, વિવાહ ઇ. ૧૫૧૬ મૃત્યુ ઇ. ૧૫૪૬ ?) —— ભોજરાજ
- હંસાબાઈ (પત્ની, રાણા લાખા રાજ્ય ઇ. ૧૩૮૨–'૯૭) (મેવાડ) લગભગ ૧૪૧૮
  - મોકલ (૧૩૯૭–૧૪૩૩; રાજ્ય ઈ. ૧૪૨૦–૨૮ ?)
    - કુંભો (રાજ્ય ઇ. ૧૪૩૩–૬૮)
      - રાયમલ (ઈ. ૧૪૭૩ થી ૧૫૦૯)
        - સગ (ઈ. ૧૪૮૨–૧૫૨૮)
          - ભોજરાજ (મૃત્યુ ઇ. ૧૫૧૮ થી ૧૫૨૩ ના ગાળામાં)

*ઘણે સ્થળે સાલવારી ઉમેરી છે.

[5]ચૂડાજી રાઠોડ હતા અને એમણે સં. ૧૪૫૨ (ઈ. સ. ૧૩૯૫) મા મારવાડની જૂની રાજધાની મંડોરને તુરકો પાસેથી જીતી લઈ ને જોધપુરના રાજ્યનો પાયો નાખ્યો અને પોતાની દીકરી હંસાબાઈના લગ્ન[6] ચિતોડના સિસોદિયા રાણા લાખાજી[7] સાથે કર્યાં. લાખાજી તે વખતે રજપૂતાનામાં પ્રથમ કક્ષાના જાગીરદાર હતા. પોતાના મોટા કુંવર રિડમલજીને[8] પણ ચૂંડાજીએ લાખાજીની સાથે રાખ્યો અને નાના કુંવર કહાનાજીને પોતે મરતી વખતે મંડોરનો માલિક બનાવ્યો.[9] કહાનાજી પછી એનો ભાઈ 'સત્તા' ગાદી પર બેઠો. રાવ રિડમલજીને રાણા લાખાજીએ પોતાની દીકરી આપી ઊંચી પદવી પર પહોંચાડ્યો હતો. એ રિડમલજીએ પોતાના ભાણેજ રાણા મોકલજીની[10] ફોજ લાવી 'સત્તા'ને કાઢી મૂક્યો. તે પછી રાણા મોકલજીને એના એક ખવાસ

---

૫. ચૂંડાજી રાઠોડ વંશના અજિયારમા શાસક હતા.

૬. રિડમલની બહેન હંસાબાઇની સાથે વૃદ્ધાવસ્થામાં જ્યારે રાણા લાખાએ લગ્ન કર્યાં ત્યારે રિડમલે શરત કરી હતી કે હંસાબાઈનો પુત્ર જ મેવાડની ગાદી પર બેસશે. જ્યેષ્ઠ પુત્ર ચૂડાએ સહર્ષ પદત્યાગની પ્રતિજ્ઞા કરી હતી અને તેથી જ્યારે ગાદી પર ન બેસતા હંસાના બાળક પુત્ર મોકલને એણે ગાદી આપી હતી. —ઓઝા–'રાજપૂતાને કા ઈતિહાસ' પૃ. ૫૭૭.

૭. રાણા લાખા (લક્ષસિંહ) નો શાસનકાળ ઇ. સ. ૧૩૮૨ થી ૧૩૯૭ સુધી, પરંતુ ઓઝાજી પ્રમાણે એનો શાસનકાળ ઈ. સ. ૧૩૮૨ થી ૧૪૧૯ સુધી ઠરે છે.

૮. રિડમલ – રણ + મલ – રાર+મલ – રાડ + મલ = રિડમલ, મંડોરની ગાદી પર ઈ. સ. ૧૪૨૭ માં બેઠા.

૯. રાવ રિડમલ (રણમલ)–મંડોવરના રાઠોડ રાવ ચૂંડાએ પોતાની મોહીલ વંશની રાણી પર અધિક પ્રેમ હોવાથી એના પુત્ર 'કાના'ને તે પોતાના નાના પુત્રોમાંનો એક હતો છતા રાજ્ય આપવાની ઇચ્છા કરી. એથી અપ્રસન્ન બની જ્યેષ્ઠ પુત્ર રણમલ (રિડમલ) ૫૦૦ સવારો સાથે મહારાણા લાખાની સેવામાં આવી રહ્યો—ઓઝા–'રાજપુતાને કા ઇતિહાસ' પૃ. ૫૭૭.

૧૦. મોકલદેવ રાજ્યકાળ ઈ. સ. ૧૩૯૭ થી ૧૪૩૩. ઈ. સ. ૧૪૩૩ માં એના ખવાસવાલ કાકા 'મેરા'એ એને હણ્યો.

જાતિના કાકા મેરાએ મારી નાખ્યો. રિડમલજીએ મંડોરથી જઈ ને મેરાને મારી નાખ્યો અને રાણા કુંભાજીને[11] ગાદી પર બેસાડ્યો. કુંભાજીની માએ પોતાના પુત્રના રક્ષણ માટે રિડમલજીને ચિતોડમાં રાખી લીધો પણ ત્યાં એને લીધે કેટલીક એવી અડચણો ઊભી થઈ કે જેને લીધે રાણો કુંભો, એની મા અને મેવાડના સરદારોને એવો ભય લાગ્યો કે રાવ રિડમલજી અમને મારી નાખીને અમારું રાજ્ય પચાવી પાડશે. એથી એક રાત્રે એ લોકોએ હલ્લો કરીને સૂતેલા રાવ રિડમલજીને મારી નાખ્યો. જોધાજી મારવાડ નાસી ગયો રાણાજીની ફોજે એનો પીછો પકડ્યો અને મંડોર પણ એની પાસેથી આંચકી લીધું. જોધાજીએ બાર વર્ષ સુધી લડીને સં. ૧૫૧૧ (ઈ. સ ૧૪૫૪)માં સિસોદિયાઓને મારવાડમાંથી કાઢ્યા અને બાપાનું વેર લેવા મેવાડનો તમામ મુલક લૂંટીને રાણા કુંભાજીને કુંભલનેરમાં ઘેરી લીધો. રાણાજીએ પોતાના પુત્ર ઊદાજીને મોકલી સુલેહ કરી અને જોધાજીનો વિવાહ પોતાના કુટુંબમાં કરીને કેટલોક મુલક પણ રિડમલજીના ખૂન બદલ તેને આપ્યો.

[12]રાવ જોધાજીએ સં. ૧૫૧૫ (ઈ. સ. ૧૪૫૮) મા જોધપુર

---

૧૧. કુંભો-શાસનકાળ ઈ. સ. ૧૪૩૩ થી ઈ. સ. ૧૪૬૮ સુધી. ચિતોડના કીર્તિસ્થંભનું નિર્માણ ઈ. સ. ૧૪૪૦ માં માળવાના યવન શાસક ઉપર વિજય પ્રાપ્ત થયો તેની સ્મૃતિમાં એણે કર્યું હતુ.

૧૨. જોધાજી--જન્મ ઈ. સ. ૧૪૧૫, મૃત્યુ ઈ. સ ૧૪૮૮. એમની પુત્રી શૃંગારદેવીનું લગ્ન મહારાણા રાયમલ સાથે થયું હતું.

જોધાજીએ જોધપુરની સ્થાપના ઇ.સ. ૧૪૫૯ મા કરી. (ગૌરીશંકર હીરાચંદ ઓઝા.)

વસાવ્યું. સં ૧૫૨૫ (ઈ. સ ૧૪૬૮) માં રાણા કુંભાના દુષ્ટ પુત્ર[13] ઊદાએ રાજની લાલચમા બાપને મારી નાખ્યો અને રાવ જોધાજીને અજમેર અને સાંભરનાં પરગણાં આપી દીધાં, તે એવી બીકથી કે ક્યાંય પોતાના બાપ રિડમલજીની માફક તે પણ રાણાજીનો બદલો લેવાને તૈયાર ન થઈ જાય.

ત્રણ વર્ષ બાદ મેવાડમા સરદારોએ ઊદાજીને ઉઠાડી મૂકી રાણા રાયમલ્લને ગાદી પર બેસાડ્યો.

જોધાજીએ સં. ૧૫૪૧ માં (ઈ. સ ૧૪૮૪ માં) રાણાજીના કુવર[14] સાંગાજી સાથે પોતાની બે પ્રપૌત્રીનાં લગ્ન કર્યાં. અને સાંગાજીએ કેટલાક વખત પછી પોતાની દીકરી રાવ જોધાજીના પ્રપૌત્ર ગાંગાજી સાથે પરણાવી.[15]

જોધાજી સં. ૧૫૪૫ (ઈ. સ. ૧૪૮૮)માં ૭૨ વર્ષનો થઈને મૃત્યુ પામ્યો તે વખતે ચિતોડમાં રાણો રાયમલજી[16] રાજ કરતો હતો.

જોધાજીના નાના કુંવરોમાંથી વીકાજીએ જોધપુરથી ૮૦ કોસ ઉત્તર તરફ રેતીના મેદાનમાં વીકાનેર (બીકાનેર) વસાવ્યું. એની નીચે એક

---

૧૩ ઊદા (ઉદયસિંહ પહેલો)—શાસનકાળ ઈ. સ. ૧૪૬૮ થી ૧૪૭૪ સુધી. ઈ. સ. ૧૪૭૪ માં ગાદી પરથી તેને ઉતારી મૂકવામા આવ્યો હતો અને એના ભાઈ રાયમલ્લને ગાદી પર બેસાડવામાં આવ્યો હતો. પરંતુ ઓઝા આ ઘટના ઈ. સ. ૧૪૭૩ મા બનેલી માને છે.

૧૪. રાણો સંગ (સંગ્રામસિંહ) (જન્મ ઈ. સ. ૧૪૮૨, મૃત્યુ ઈ સ ૧૫૨૮) ગાદી પર આવ્યો ઈ. સ. ૧૫૦૯ માં. એને સાત પુત્ર તથા ચાર પુત્રી હતાં:– (૧) ભોજરાજ, (૨) કર્ણસિંહ, (૩) રત્નસિંહ, (૪) વિક્રમાદિત્ય, (૫) ઉદયસિંહ, (૬) પર્વતસિંહ, (૭) કૃષ્ણસિંહ, પુત્રીઓ અગાણદે, કુંવરબાઈ, પદ્માબાઈ, રાજબાઈ.

૧૫. રાજપૂતોમાં બહેનની શોકયની દીકરીને પરણી શકાય.

૧૬. રાણા રાયમલ્લનો રાજ્યકાળ ઈ. સ. ૧૪૭૩ થી ૧૫૦૯ સુધી.

મોટું રાજ્ય છે.[૧૭]

[૧૮]દૂદાજીએ સં. ૧૫૧૮ માં (ઈ. સ. ૧૪૬૧) જોધપુરથી ૪૦ કોસ પર અજમેરને રસ્તે જૂના શહેર મેડતાને[૧૯] નવે આકારે વસાવ્યું. જૂનું મેડતા ઠેઠ પંવાર રાજા માંધાતાએ વસાવેલું કહેવાય છે અને તે ઘણા કાળથી ઉજ્જડ પડ્યું હતું. બસ આ જ જિલ્લો જે મેડતાથી અજમેરની નજદીક સુધી ચારે તરફ ૨૦-૨૦ કોસના વિસ્તારમાં ફેલાયેલો છે તે મીરાંબાઈનો દેશ કહેવાય છે.

દૂદાજીનો મોટો દીકરો વીરમજી[૨૦] હતો. એણે રાણા રાયમલજીને પોતાની દીકરી આપી હતી. નાનો પુત્ર રતનસિંહજી એને મેડતાનાં બાર ગામ, કુડકી, બાઝોરી વગેરે ગુજારો કરવા માટે મળ્યાં હતાં. એણે ત્યાં એક રતનાસ નામનું ગામ વસાવી સં. ૧૫૬૬ (ઈ. સ. ૧૫૦૯) માં રતનૂ જાતિના એક ચારણને સોંપી દીધું જે હજી સુધી તેના વંશજોના કબજામાં છે અને જેને લીધે રતનસિંહજીનું નામ-એઓ અપુત્ર મર્યા છતાં-જળવાઈ રહ્યું છે.

---

૧૭. બીકાનેરવાળા બીકાજી તે જોધાજીનો મોટો દીકરો ગણાય છે. અને જોધાજીનું મૃત્યુ સં. ૧૫૪૮ (ઈ. સ. ૧૪૯૧) મા થયું મનાય છે.

૧૮. દૂદાજી-જન્મ ઇ. સ. ૧૪૪૦, મૃત્યુ ઈ. સ. ૧૫૧૫. એમનો જન્મ મંડોવરમાં થયો હતો. એમની માતાનું નામ ચાંદકુંવર. એમણે ઈ. સ. ૧૪૬૧ માં મેડતાનો પુનરુદ્ધાર કર્યો.

૧૯. મેડતા-મહારેતા કે માંધાતૃપુર કે મેડંતક કે મેરૂતા (અથવા મીરત્તા) અજમેરથી ૪૦ માઈલ પશ્ચિમ અને જોધપુરથી એંશી માઈલ પૂર્વમાં છે. ઈ. સ. ૧૫૯૫ મા માલદેવે એનો ધ્વંસ કર્યો. અહીં ઈ. સ. ૧૫૯૮ મા 'માલકોટ'ની સ્થાપના થઈ હતી.

૨૦. વીરમદેવ (ઈ. સ. ૧૪૭૭ થી ૧૫૪૩) દૂદાજીના જ્યેષ્ઠ પુત્ર હતા. રાણા રાયમલની પુત્રી સાથે એમનાં લગ્ન થયાં હતાં. ઈ. સ. ૧૫૨૫ માં એઓ પોતાના બે ભાઈ, રતનસિંહ તથા રાયમલ્લ સહિત ૪૦૦૦ નું લશ્કર લઈ રાણા સંગની તરફથી કન્હુઆ યુદ્ધ (બાબર સાથે) માં ગયા હતા. જ્યાં એના બન્ને ભાઈઓ મૃત્યુ પામ્યા.

## મીરાંબાઈનો જન્મ, લગ્ન અને વૈધવ્ય

[૨૧]મીરાબાઈ રતનસિંહજીની એકની એક દીકરી હતી. કુડકી ગામમા એનો જન્મ થયો હતો. એ બાળક હતી ત્યારે જ એની મા મૃત્યુ પામી. દૂદાજીએ આ ખબર સાભળી કે તરત જ મીરાને પોતાની પાસે બોલાવી લીધી અને તેની ખાતર બરદાસ્ત કરી. જ્યારે મીરાં મોટી થઈ ત્યારે રતનસિંહજીએ એના લગ્ન સં. ૧૫૭૩ (ઈ. સ. ૧૫૧૬) માં રાણા સંગના મોટા દીકરા ભોજરાજ સાથે કર્યાં અને મીરાં પોતાના પતિ સાથે ચિતોડ ગઈ.

આ સંબધ બાધવામાં તેના પિતાએ એક જ વાત વિચારી હતી અને તે એ કે મહારાણા સંગના અવસાન બાદ મીરાં મેવાડના રાજ્યની મહારાણી થશે એ વખતે મેવાડનું રાજ્ય અત્યંત સમૃદ્ધ હતું, અને મીરા એ રાજ્યની મહારાણી બને એથી વિશેષ એને માટે દુનિયામાં કશું નથી એવો ખ્યાલ પિતાએ કર્યો હતો. પણ દુઃખની વાત તો એ છે કે એના ભાગ્યમાં કંઈક જુદું જ લખાયું હતું એનો પતિ કુંવરપદ ભોગવતાં જ અવસાન પામ્યો. મીરા વિધવા બની અને એને રાજ્યથી વિમુખ થવું પડ્યુ; અને તેથી મીરાં તથા એના પિતા બંને દુ.ખી થઈ ગયાં

રાજકુમાર ભોજની અવસાન-તિથિ અમને મારવાડના દફતરોમાથી કે મેવાડના ઐતિહાસિક ગ્રંથોમાથી મળી નથી. દફતરોમાં મહારાણા સગ જેવા મહાન રાજવીના પાટવીકુંવરના મૃત્યુની તારીખ ન મળે એ અત્યંત અફસોસની વાત છે. કેમકે આ બાબત ઘણી મહત્ત્વની છે. આ

---

૨૧. હરબિલાસ સારદાના મત પ્રમાણે એનો જન્મ ઈ. સ ૧૪૯૮ ની આસપાસ થયો હતો. બીજા વિદ્વાનો ઈ. સ. ૧૫૦૪ મા મીરાંનો જન્મ માને છે. રાણા સંગના જ્યેષ્ઠ પુત્ર ભોજરાજ સાથે એના લગ્ન ઈ. સ. ૧૫૧૬ માં થયાં હતા. ભોજરાજનું મૃત્યુ ઈ. સ ૧૫૧૮ થી ઈ. સ. ૧૫૨૩ સુધીમા થયું ગણાય છે ઉપલબ્ધ સૂચનો પ્રમાણે મીરાંબાઇનુ મૃત્યુ દ્વારકાપુરીમા ઇ. સ. ૧૫૪૬ મા થયું.

માટે અમારે અને પંડિત ગૌરીશંકરજીને ઘણો પત્રવ્યવહાર થયો હતો. પણ કશો પત્તો લાગ્યો નથી સંવત ૧૫૭૩ (ઈ સ. ૧૫૧૬) અને સંવત ૧૫૮૩ (ઈ. સ. ૧૫૨૬)ના અરસામા ક્યારેક આ દુર્ઘટના થઈ છે.

મીરાંબાઈ આ પ્રમાણે યુવાવસ્થામાં જ સંસારનાં સુખોથી પરવારી ગઈ પરંતુ તેણે પોતાના દુર્ભાગ્ય પર વધારે શોકસંતાપ અને વિલાપ કર્યો નથી પરલોકના દિવ્ય ભોગ અને વિલાસોની પ્રાપ્તિને માટે ભગવાનની ભક્તિમાં એકચિત્ત બની, આ અસાર સંસારની સ્વપ્ન સમી સંપત્તિનું ધ્યાન એણે એકદમ છોડી દીધું. મીરાના કુંટુંબમાં ભગવદ્‌ભક્તિ તો અનેક પેઢીઓથી ચાલતી આવતી હતી. દૂદાજી, વીરમજી, અને જયમલજી એ બધા ભગવદ્ ભક્ત અને પરમ વૈષ્ણવ કહેવાય છે. મેડતામાં ચતુરભુજજીનું મશહૂર મંદિર જે રાવ દૂદાજીએ બંધાવ્યું હતું તે હજી સુધી મોજૂદ છે. અને દૂદાજીના વંશજો મેડતિયા રાઠોડ જેમની સંખ્યા હજારોની છે, તેઓ ચતુરભુજજીને પોતાના ઇષ્ટદેવ માને છે અને એના નામનો એક રેશમી પવિત્ર શિરપેચ પાઘડીની ઉપર બાંધે છે

## ગિરધરલાલજી–મીરાંના ઇષ્ટદેવ

મીરાંબાઈ નાનપણથી જ ગિરધરલાલજીની ભક્ત હતી, અને તેની મૂર્તિ સાથે રમતાં રમતા તેને જ હૃદય સોંપી ચૂકી હતી. જ્યારે મીરાં સાસરે ગઈ ત્યારે પણ એ પોતાની સાથે પોતાના ઇષ્ટદેવને લઈ ગઈ હતી અને હવે વિધવા થતાં રાતદિવસ એ જ મૂર્તિની સેવા અને પૂજા હૃદયપૂર્વક કરવા લાગી.

ગિરધરલાલજી પણ શ્રીકૃષ્ણના સેંકડો નામમાનું એક નામ છે અને તે નામ ગોવર્ધન પર્વત ઊંચકવાથી પડ્યું હતું. આ વાત મૂર્તિમાં પણ દેખાઇ આવે છે. એમાં ડાબા હાથ પર પહાડ ધારણ કરી શ્રીકૃષ્ણ અદાપૂર્વક ઊભા છે અને જમણા હાથમાં રહેલી વાંસળી હોઠે લગાડેલી છે.

## મીરાંબાઈ વિધવા થયા પછી ચિતોડની ખાનાખરાબી

મીરાંબાઈનું વિધવા થવું એ રાણા સંગના કુટુંબને માટે મોટી

આપત્તિ આવી પડવા રૂપી અપશુકન સમું હતું અગાઉ અનેક વખત મહારાણા સંગે માળવા ઉપર અને ગુજરાતના બાદશાહો ઉપર જીત મેળવી હતી અને એનું શાસન રાજપૂતાના, ગુજરાત અને માળવા એ ત્રણ મોટા મુલકોમા ચાલતું હતું. સવત ૧૫૮૩ ( ઈ. સ ૧૫૨૭)માં જ્યારે એણે બાદશાહ બાબર ઉપર ચઢાઈ કરી ત્યારે એને હાર મળી. આ લડાઈમાં મીરાબાઈના પિતા રતનસિંહ અને કાકા રાયમલજી મૃત્યુ પામ્યા. એઓ બંને જોધપુરના રાવ ગાંગાજીની તરફથી રાણા સંગની મદદે આ યુધ્ધમાં ગયા હતા. બીજે વર્ષે રાણાજી ફરી લશ્કર તૈયાર કરી જતા હતા ત્યાં બાદશાહ બાબરના શાસન હેઠળના બુદેલખંડ જિલ્લાના એરચ મુકામે બીમાર પડી અવસાન પામ્યા. તે પછી ગુજરાતના બાદશાહ બહાદુરશાહ અને એની પછી બાબરના પૌત્ર અકબરે વારંવાર ચિતોડ ઉપર જીત મેળવી. ઘણી ખૂનખરાબી કરી જેની વિગતો આગળ આવે છે.

મીરાંબાઈએ જમાનાનો આ પલટો જોયો, વળી કુદરતનો એક અજબ તમાશો પણ જોયો. એના ત્રણ દિયર રતનસિંહ, વિક્રમાજીત અને ઉદેસિંહ–એમાંથી બેએ રાજગાદી પર દાવો કર્યો. રતનસિંહ ચિતોડમાં કારતક સુદ પાંચમ સંવત ૧૫૮૪ ( ઈ. સ. ૧૫૨૭ ) ને દિવસે તે તે જિલ્લાનો માલિક બની બેઠો. બંને વચ્ચે અણબનાવ એટલે સુધી વધી ગયો કે એક દિવસ એક જણનો વકીલ બાબર બાદશાહ પાસે જાય તો બીજે દિવસે બીજાનો. બંને પોતપોતાના સ્વાર્થને માટે બાદશાહને રણથભોર સોપી દેવાનું કહેતા હતા અને બાદશાહ બનેને દબડાવતો હતો.

આ ઝઘડો ચાલુ હતો તેટલામાં રાણા [૨૨]રતનસિંહ અને બુંદીના રાવ સૂરજમલ ( જે વિક્રમાજીત અને ઉદેસિંહનો મામો થતો હતો ) વચ્ચે સંબધો બગડવાથી, જ્યારે શિકારને બહાને રાણા રતનસિંહે બુંદીની સરહદ પર જઈ સૂરજમલ પર સં. ૧૫૮૮માં ( ઈ. સ. ૧૫૩૧) માં ચઢાઈ કરી ત્યારે તેમાં એઓ મરાયા. ચિતોડના સરદારો રાણાજીને

૨૨. રતનસિંહનો રાજ્યકાલ ઈ. સ. ૧૫૨૮ થી ૧૫૩૧ સુધી.

અગ્નિદાહ આપી રણથંભોર ગયા અને ત્યાંથી ૨૩ વિક્રમાજીતને ચિતોડમાં લાવી ગાદી પર બેસાડી દીધો. આ વખતે રાણા વિક્રમાજીતની ઉમ્મર પૂરાં વીસ વર્ષની પણ ન હતી. એના સ્વભાવમાં છીછરાપણું ઘણું હતું, આ કારણે બધા સરદાર નારાજ થઈ ગયા રાણાજીએ મીરાંબાઈને પણ ઘણું કષ્ટ આપ્યું કારણ કે મીરાંબાઈની ભક્તિ જોઇને સાધુઓ અને સંતો તેની પાસે ઘણું આવતા હતા અને તે વાત રાણાજીને બિલકુલ પસંદ ન હતી. બદનામીના ખ્યાલથી સાધુસંતોની આવનજાવન અટકાવવા માટે રાણો મીરાંબાઈ ઉપર ખૂબ જુલમ કર્યાં કરતો હતો. રાણાજીની આ જાતની નારાજીનો ખ્યાલ મીરાંબાઈનાં કેટલાક ભજનોમાંથી આવે છે. એમાંથી એક આ છે :–

મેરે તો ગિરધર ગુપાલ, દૂસરા ન કોઈ,
દૂસરા ન કોઇ હો નાથ, દૂસરા ન કોઈ,
સાધન સંગ બૈઠ બૈઠ, લોકલાજ ખોઈ,
યહ તો બાત ફૂટ ગઇ, જાનત સબ કોઈ,
અંસુઅન જલ સીંચ સીંચ પ્રેમ બેલ બોઈ,
યહ તો બેલ ફૈલ ગઈ અમૃત ફલ હોઈ,
આઈ થી મૈં ભગત જાણ જગત દેખ રોઈ,
લોગ કુટમ ભાઈબંદ સંગ નહીં કોઈ.

## મીરાંબાઇને ઝેર

આખરે જ્યારે રાણાજીએ જોયું કે રોકટોકથી કશો ફાયદો નથી ત્યારે ખીજાવર્ગી' જાતના મહાજન એવા પોતાના એક હજૂરિયાની સલાહથી મીરાંબાઈને મારી નાખવાની તજવીજ કરી. પહેલાં ફૂલોની છાબડીઓમાં સાપ અને વીંછીને છુપાવીને મોકલ્યા અને પછી એક પ્યાલો કાતિલ ઝેરનો તૈયાર કરી એ મહાજનને જ આપ્યો કે તે જઈને

---

૨૩. વિક્રમાદિત્ય—સંગનો ચોથો પુત્ર, રાજ્યકાલ ઈ. સ. ૧૫૩૧ થી ૧૫૩૬.

ભાભીજીને પાઈ આવે. કમબખ્ત મહાજને મીરાંબાઈની ડેલીએ જઈ કહેવડાવ્યું કે આ ચરણામૃતનો પ્યાલો રાણાજીએ તમારે માટે મોકલ્યો છે. મીરાબાઈ ચરણામૃતને નામે ખુશીથી એ પ્યાલો પી ગઈ. આ અંગે કોઈએ કહ્યું છે :

રાણાજી ભિખ મોકલ્યો દીજો મેડતણી કે હાથ;
ચરણામૃત કર પી ગઈ, તુમ જાનો રઘુનાથ.

(રાણાજીએ ઝેર મોકલ્યું કે [૨૪]મેડતણી મીરાંબાઈના હાથમાં આપજો. મીરાબાઈ તો એને ચરણામૃત ગણી પી ગઈ. હવે આગળની વાત રઘુનાથજી તમે જાણો.)

આ ઝેર દેવા અંગે સાધુઓમાં એક પદ મીરાંબાઈને નામે ગવાય છે તે નીચે પ્રમાણે છે :

રાણાજી જહર દિયો હમ જાની.
અપને કુલકો પરદા રાખ્યો મૈં અબલા બૌરાની
રાણાજી પરધાન પઠાયો સુનજો જી થે રાની
જો સાધનકો સંગ નિવારો કરું તુમ્હેં પટરાની.
કોડ ભૂપ સાધન પૈ વારું જિન કી મૈં દાસી કહાની.
હથલુવો રાણાજી સંગ જુડિયો ગિરધર ઘર પટરાની.
મીરાં કો પતિ એક રામૈયો ચરણકમલ લિપટાની.

પરંતુ આ પદ મીરાંબાઈનું નથી, સાધુઓનું રચેલું જણાય છે. જો મીરાંબાઈનું હોય તો તે કદી કહે નહીં કે, જો સાધન...ગિરધર ઘર પટરાની, કારણ કે રાણાજી એને પટરાણી બનાવી શકે તેમ ન

૨૪. સાસરામાં રાણીઓનું નામ લેવાતું નહીં. એમને બાપદાદાના ખિતાબ કે વતનના નામથી બોલાવાતી. આ હિસાબે મીરાંબાઈને ચિતોડમા મેડતણીજી એટલે મેડતવાલી કહેતા હતા. અને મીરાબાઈની કોમ પણ મેડતિયા રાઠોડ હતી, કારણ કે મેડતામા વસવાટ કરવાથી દૂદાજીના વંશજોનું ઉપનામ મેડતિયા પડ્યું હતું.

હતુ અને એનો હસ્તમેળાપ ગણાજી સાથે થયો નહતો આ ધર્મની વાત અજ્ઞાની સાધુઓની જોડી કાઢેલી છે

વળી કેટલાક લોક તો એમ કહે છે કે આ ઝેરથી મીરાબાઈ મૃત્યુ પામી અને મરતા મરતા એણે પેલા હજૂરિયાને શાપ આપ્યો કે તારા કુળમા સંતતિ હશે તો દૈમો નહિ હોય અને પૈમો હશે ત્યા સતતિ નહિ હોય. કહે છે કે આ શાપની અસર આખી કોમ પર થઈ છે જોધપુરમા બીજાવર્ગી વાણિયાઓ છે. તેઓ પણ એમ કહે છે કે મીરાંબાઈના શાપને કારણે હજી સુધી અમારી સતતિને કમાણીના બાબતમા ઉન્નતિ થતી નથી. મેવાડમા બીજાવર્ગી તો વેરવિખેર થઈ ગયા છે અને રાજાઓનો આ કોમમાથી વિશ્વાસ ઊઠી ગયો છે, કદાચ કોઈ બીજાવર્ગીને રાજ્યનુ કામ મળતુ નથી વળી આમજનતાનો પણ આ અગે જે ખ્યાલ છે તે નીચે લખેલી કહેવત પરથી જાહેર થાય છે.

ફિરંગી અફસરના બંદોબસ્ત હેઠળ તુર્કસ્તાન અને યુરોપના નમૂના પ્રમાણે એ તોપખાનું તૈયાર થયું હતું, ચિતોડને બચાવવા માટે બૂંદી જોધપુર અને મેડતાના શૂરવીર હાડા રાઠોડ અને મેર્ડતિય પણ પોતપોતાના મુલકમાંથી આવી સિસોદિયા યોદ્ધાઓમાં સામેલ થયા લડાઇમા પણ તેઓએ એવી બહાદુરી બતાવી કે ફિરંગી તોપખાનાની આગ એમની તલવારોના પાણીથી ઠંડી થઈ ગઈ. તે છતાં વિક્રમાજીતની મા હાડી રાણી કરમેતી–જેનું નામ બાદશાહ બાબરે પોતાના પુસ્તક 'તજુક બાબરી' માં પદ્માવતી લખ્યું છે–તેણે પોતાના પુત્રની નાની ઉમ્મર અને તેનો બિનઅનુભવ જોઈ દુરંદેશી વાપરી સુલતાન સાથે સુલેહ કરી દીધી અને તેને થોડુંક૨૫ આપી અપાવીને પાછો વાળ્યો. તે બહાના તરીકે રાણાજીના નાનાભાઈ ઉદેસિંહજીને પણ સાથે લેતો ગયો. બાદશાહને સંતતિ ન હોવાથી ઉદેસિંહને લાયક જોઈને તેણે નક્કી કર્યું કે તેને મુસલમાન બનાવી યુવરાજ કરવો; પરંતુ ઉદેસિંહના સાથીઓ આ ભેદ પામી જતાં તેને પૂછ્યા વિનાજ ચિતોડમાં લઈ આવ્યા. આથી બહાદુરે ગુસ્સે થઈ ફરીથી ખૂબ જોરશોરથી ચિતોડ પર હુમલો કર્યો હવે રાણી કરમેતીએ બાબર બાદશાહના પુત્ર હુંમાયૂ બાદશાહની મદદ માગી. તે વિક્રમાજીતની મદદે આવતો હતો ત્યારે મોલવીઓએ તેને મુસલમાન ઢબે વિચારવાનો પ્રશ્ન ( કે જ્યારે એક મુસલમાન બાદશાહ કાફરો સાથે

---

૨૫. ગુજરાતી તવારીખ 'મિરાતે સિકંદરી'માં આ નજરાણાનું નીચે મુજબ વિગતવાર વર્ણન આપ્યું છે.—(૧) સુલતાન મહમૂદ ખીલજી પાસેથી છીનવી લીધેલા માળવાના જિલ્લા; (૨) સુલતાન મહમૂદ ખીલજીનો રત્નજડિત તલવારનો પટો અને તાજ, (૩) મહમૂદ ખીલજીની હારને દિવસે રાણા સંગના હાથમાં આવેલા કેટલાંક કીમતી રત્ન, (૪) એક કરોડ ટકા (જેના પાંચ લાખ રૂપિયા 'મિરાતે અહમદી'મા લખ્યા છે. (૫) સો ઘોડા, (૬) દસ હાથી. આ સુલેહ પછી સુલતાને ૨૭ શાબાન સાલ ૯૩૯ (ચૈત્ર વદ ૧૫ સં. ૧૫૮૮)ને દિને ચિતોડમાથી કૂચ કરી અને સૈન્ય મોકલી અજમેર અને રણથંભોરના કિલ્લા પણ રાણાજીના કબજામાંથી છોડવી લીધા.

લડતો હોય ત્યારે બીજા મુસલમાન બાદશાહને તેની સામે લડવાનો હુકમ નથી ) સંભળાવી તેને ગ્વાલિયરમાં રોકી લીધો.

રાણી કરમેતી જ્યારે આ બાજુથી પણ નાઉમેદ થઈ ત્યારે તેણે પોતાના પુત્ર વિક્રમાજીત અને ઉદેસિંહને બૂંદી તરફ મોકલી આપ્યા અને પોતે જાતે હથિયાર બાંધી સુલતાન બહાદુર જોડે લડી, અને જે દિવસે કિલ્લો તૂટયો તે દિવસે તેર હજાર સ્ત્રીઓ સાથે જોહર કરી આગમાં બળી મરી, અને ત્રીસ હજાર રજપૂત કેસરિયાં કરી ખપી ગયા. ચિતોડ લૂંટાયું અને મંદિરો ભ્રષ્ટ થયાં.

આ દુર્ઘટનાના થોડા દિવસો બાદ [૨૬]હુમાયૂએ મંદસોરમાં પહોંચી બહાદુરને હરાવ્યો અને રાણા વિક્રમાજીતને ચિતોડની ગાદી પર બેસાડ્યો. પરંતુ આટલી મોટી ઊથલપાથલ જોયા છતાં પણ રાણાજીએ પોતાના રંગઢંગ બદલ્યા નહીં અને ફરીવાર તેણે અગાઉની માફક જ પોતાના સરદારો અને મુત્સદ્દીઓનુ અપમાન કરવા માંડ્યુ આથી બધા લોકો એના વિરોધી બન્યા અને તેના મોટા કાકા પૃથ્વીરાજનો ખવાસણથી થયેલો પુત્ર વનવીર એને મારી (વિ. સ. ૧૫૯૨ (ઇ. સ. ૧૫૩૬) માં ગાદી પર બેસી ગયો. વિ. સ. ૧૫૯૮ (ઈ સ. ૧૫૪૧) માં રાણા [૨૭] ઉદેસિંહજી, જેઓ અત્યાર સુધી કુંભલગઢના કિલ્લામા રહીને એના ફોજ સાથે લડતા હતા, તે વનવીરને કાઢી મેવાડના માલિક બની ગયા

## મીરાંબાઈ મેડતામાં

મીરાંબાઈ મેડતામા રહેતી હતી. વીરમદેવ અને એના કુંવર

---

૨૬. બહાદુરે ચિતોડ ૩ રમઝાન હિ. સ. ૯૪૧ (ચૈત્ર સુદ ૫, વિ. સં. ૧૫૯૨) માં જીતી લીધું હતું (અકબરનામા), અને હુમાયુએ બહાદુરને મંડસોરથી ૧૦ (વૈશાખ વદ ૯) ને દિને માંડૂ તરફ નસાડયો હતો. (મિરાતે સિકંદરી)

૨૭. ઉદયસિંહ બીજો-રાજ્યકાળ (ઈ. સ. ૧૫૩૮ થી ૧૫૭૨) ઈ. સ. ૧૫૪૦ મા તેણે ફરી ચિતોડ પર અધિકાર જમાવી લીધો. વર્તમાન ઉદેપુરની સ્થાપના એણે જ કરી હતી.

[28]જયમલ એની ખૂબ ખાતર કરતા હતા મીરાં જે મહેલમાં રાત્રે ગીરધરલાલજીની મૂર્તિને શણગાર સજાવી એની સમક્ષ ગાતી, બજાવતી અને નાચ્યાં કરતી હતી તે મહેલ હાલ ચતુર્ભુજજીના મંદિરમાં શામિલ છે અને ગિરધરલાલજીની તે મૂર્તિ પણ આ મંદિરમાં મોજૂદ છે. મેડતામાં પણ ચિતોડમાં થતું હતું તે જ પ્રમાણે મીરાંબાઈની પાસે આવનાર સાધુસંતોની આવનજાવનની તપાસ રાખવામાં આવતી મીરાં આને પોતાને માટે અત્યંત તકલીફ રૂપ ગણતી હતી પરંતુ અમારી સમજ પ્રમાણે એથી પણ વધારે તકલીફ મીરાંને તે જમાનાની બૂરી દશાને લીધે મેડતામાં પણ પહોંચી હશે કારણ કે જે આફતો ચિતોડ પર આવી હતી તેમાંથી મેડતા પણ બચ્યું ન હતું. ચિતોડ તૂટ્યા બાદ રાવ વીરમજી અને કુંવર જયમલજીને પણ મેડતામાં આરામથી બેસવાનું નિર્માયું ન હતું. અમે તેની પણ કેટલીક વિગતો અહીં અવસર મળતાં લખીએ છીએ.

## મેડતા અને મેડતિયા રાઠોડો સંબંધી કેટલીક માહિતી

મેડતાનું રાજ્ય જોધપુરના રાજાઓની આંખમાં ખટકતું હતું. રાવ માલદેવજી જેઓ એ સમયે જોધપુરના જાગીરદાર હતા અને રાણા સંગનું રાજ્ય વણસવાથી રજપૂતાનામાં જેમણે ઘણું જોર પકડયું હતું, તે પહેલેથી જ વીરમજી ઉપર નારાજ હતા. આ નારાજી એક હાથીને અંગે વિ. સં. ૧૫૮૬ (ઈ. સ. ૧૫૨૯) માં થઈ હતી તે વખતે રાવ માલદેવજીના પિતા ગાંગાજીએ અજમેરના સુબેદાર દૌલતખાંને નાગોરની સરહદમાં હાર આપી હતી અને તેનો હાથી નાસીને મેડતામાં ગયો હતો. વીરમજીએ તેને પકડી લીધો અને માલદેવજીએ માગ્યા છતાં પણ તેને આપ્યો ન હતો. આ અદાવતને લીધે રાવ માલદેવજીએ જ્યારે વિ. સં. ૧૫૮૮ (ઇ સ. ૧૫૩૧) મા જોધપુરનું રાજ્ય મેળવ્યું ત્યારે વીરમજી પાસેથી મેડતા છીનવી લેવાનો વિચાર કર્યો પરંતુ સરદારોની સલાહ ન

---

૨૮, જયમલ (ઇ. સ. ૧૫૦૭–૧૫૬૭) વીરમદેવનો જયેષ્ઠ પુત્ર હતો.

હોવાથી શાંત રહી બીજા રાઠોડ સરદારોને સર કરવા માંડ્યા. વિ. સં. ૧૫૯૫ (ઇ. સ. ૧૫૩૮)માં એણે ભાદરાજૂનના સિંધલ રાઠોડો પર ચઢાઈ કરી. એમાં વીરમજી પણ સામેલ થયા અને વિજય મેળવ્યા બાદ સાથે સાથે જોધપુરમાં આવ્યા રાવજીએ આ તક ઝડપી દોલતખાંને મેડતા લઈ લેવા માટે કાગળ લખ્યો અને મેડતા લીધા પછી ખાનને ત્યાં રહેવા ન દેવા માટે પોતાની થોડી ફોજ પણ રાઠોડ અખેરાજ ભિદાવતની સરદારી હેઠળ મોકલી. અખેરાજે તે પ્રમાણે કર્યું, પરંતુ વીરમજીના ભત્રીજા ગાગા સીહાવતે તેને પણ મેડતામાથી હાંકી કાઢ્યો. વીરમજી આ ખબર સાંભળી છૂપી રીતે જોધપુરથી નીકળ્યો અને ગાગા સીહાવત પાસેથી મેડતા લઈ અજમેર ગયો. દોલતખાં શહેર છોડી નાસી ગયો રાવ માલદેવજીને આ વાતની ખબર પડતા તેણે વીરમજીને કહેવડાવ્યુ કે મેડતા તુ રાખ અને અજમેર મને આપી દે; કેમકે હુ તારાથી મોટો છુ. પરંતુ વીરમજીએ માન્યુ નહી, અને મેડતે આવી લડાઈની તૈયારી કરી. સામેથી રાવ માલદેવજી આવ્યા પણ લોકોના સમજાવવાથી વીરમજી પોતાના માણસો લઈ અજમેર ચાલ્યા ગયા. રાવ માલદેવજીએ મેડતા લઈને ત્યાના ગામ પોતાના સરદારોને વહેંચી આપ્યા, જેમા 'કસમારિમા' ગાગા સીહાવતના ભાઈ સીસાને આપ્યુ હતુ વીરમજીને સીસા ઉપર એટલો ગુસ્સો આવ્યો કે ફોજ લઈને તેના પર ધસી ગયો. તે પણ કેસરિયાં કપડાં પહેરીને મરવું કે મારવું એ નિર્ણય પર આવી ગયો રાવજીએ એને મદદ કરવા રાઠોડ જેતા અને કૂંપા વગેરેને મોકલ્યા. તેમની અને વીરમજીની રસ્તામાં જ અથડામણ થઈ ગઈ. બન્ને બાજુ રાઠોડ રાઠોડ હતા ખૂબ તરવારો વીંઝઈ વીરમજી પાચ વાર ઘોડો કુદાવી કુદાવીને રાવજીના સૈન્યમાં ઘૂસી ગયો અને તેના સરદારો પાસેથી અગિયાર બરછીઓ છીનવી છીનવીને પોતાના ડાબા હાથમાં ભેગી કરી. તેમાં ઘોડાની લગામ પણ હતી. આખરે રાઠોડ ભડાએ એને ઘેરીને ને સમરાંગણની બહાર કાઢ્યો અને તે ગુસ્સામાં અજમેર પાછો ફર્યો. રાવજીની જીત થઈ. બને પક્ષના પાંચસો માણસો મરણ પામ્યા.

વિ. સ. ૧૫૯૬ ( ઈ. સ. ૧૫૩૯ )માં રાવ માલદેવજીએ વીરમજીને અજમેરમાંથી પણ હાંકી કાઢ્યો. વીરમજી આમેરની અમલદારીમાં ચાલ્યો ગયો. નરાણુાના કછવાહોએ એને રક્ષણ આપ્યું. પરંતુ જ્યારે રાઠોડ જેતા અને કૂંપા રાવજીના હુકમથી ફોજ લઈને ત્યાં પહોંચ્યા ત્યારે કછવાહોને તાબે થવું પડ્યું. વીરમજી ત્યાંથી નીકળી ફરીથી જ્યાં જ્યાં આમેર રાજ્યમાં ગયો ત્યાં ત્યાં જેતા અને કૂંપા પણ જઈને હાજર થયા, ત્યારે તે આમેર છોડીને રણથંભોરની સરહદમાં જઈને રહ્યો જેતા અને કુંપા ત્યાં પણ જઈ ચઢ્યા. હવે વીરમજી દરરોજની દોડાદોડીથી કંટાળી ગયો અને કહેવરાવ્યું કે, 'લો, હું પણ ત્યાં નથી જતો, આવો, અહીં જ ફેંસલો કરી નાખીએ.' કુંપાજીએ કહ્યું કે હું પણ તને મારીને જ જઈશ. પરંતુ જેતાજીએ કુંપાજીને સમજાવ્યા કે વીરમજી મોટા રાજા છે અને પોતાના ભાઈ છે. ગમે ત્યારે કામ આવશે કુંપાજીએ એનું કહ્યું માન્યું અને વીરમજીને મંડૂ(માળવા· તરફ જવા દીધા.

આ બાજુ રાવ માલદેવજીએ વિ. સં. ૧૫૯૮ ( ઈ સ. ૧૫૪૧)માં બીકાનેરનું રાજ્ય રાવ જેતસીને મારી લઈ લીધું. બાદશાહ હુંમાયૂ જે ગુજરાતના બહાદુરશાહને નસાડીને વિ સં ૧૫૯૩ (ઈ ૧૫૩૬) સુધી ગુજરાતમાં રહ્યો હતો તે વિ. સ. ૧૫૯૪ (ઈ. ૧૫૩૭) માં પઠાણ શેરશાહનુ તોફાન શમાવવા બંગાળ ગયો. એ વખતે તો એ જીત્યો પરંતુ વિ. સં. ૧૫૯૫ (ઈ ૧૫૩૮) માં શેરશાહ સાથેની લડાઈમાં હારી આગ્રામાં આવ્યો શેરશાહે ત્યાંથી પણ એને વિ. સં. ૧૫૯૭ (ઈ. ૧૫૪૦) માં સિંધ તરફ ભગાડી મૂકયો આ બાદશાહોની ધમાલમાં રાવજીએ પાલનપુર ઇલાકો ગુજરાતમાથી લઈ દિલ્હી અને આગ્રાની તળેટી સુધી પોતાનું રાજ્ય વધાર્યું અને બાદશાહ હુંમાયૂને મદદ આપવાનું વચન આપી મારવાડમાં બોલાવ્યો. હુંમાયૂ સં. ૧૫૯૯ (ઈ. ૧૫૪૨) માં જેસલમેર થઈને જોધપુરની પાસે આવી પહોંચ્યો

હતો. તેવામાં શેરશાહે રાન માલદેવજીને ગુજરાત જીતી લેવાની લાલચ આપી હુમાયૂને કેદ પકડવાનો હુકમ મોકલ્યો હુમાયૂ આ સાભળી તત્કાળ સિધ પાછો ફર્યો રસ્તામા ઊમરકોટની પાસે કાર્તિક સુદ પાંચમ સ ૧૫૯૯ (ઈ ૧૫૪૨) માં અકબરનો જન્મ થયો

મડૂના બાદશાહ શાહ મલ્લૂખાથી વીરમજીને કશી મદદ ન થઇ શકી તે તેની પાસેથી ખર્ચ લઈ ફરી રણથભોરમા આવ્યો, અને ૪૦૦ સવારો સાથે આગ્રામાં શેરશાહની પાસે ગયો ત્યા બિકાનેરના રાવ જૈતસીના કુવર ભીમસિહ વગેરે પહેલેથી જ રાવ માલદેવજી પર ફરિયાદ લઇને ગયા હતા વીરમજી એમને મળી બાદશાહને રાવજી ઉપર ચડાઈ માટે લઈ આવ્યો રાનજી એસી હજાર સવારો સાથે તેનો સામનો કરવા અજમેરમા આવ્યા બાદશાહને રાવજીનુ આટલુ જોર જોઈને આવના માટે પસ્તાવો થયો અને તેણે વીરમજીને કહ્યુ કે તુ તો કહેતો હતો કે હું રાવજીને વાતોથી જ ભગાડી દઈશ વીરમજીએ બાદશાહની શાતિ માટે કુવર જેમલજીને બહાના તરીકે સોપ્યો અને બાદશાહ પાસેથી કેટલાક હજાર ફીરોજિયા લઈને, રાવજીના ચાર કોસ દૂર પડેલા લશ્કરમા વેચવા માટે મોકલી એ વખતે ભાવ તો ૧૯ નો હતો પણ વીરમજીના માણસો ૧૭ ની પડતમા જ આપી આવ્યા. પછી વીરમજીએ બાદશાહ પાસેથી બે મુનશી માગી લઈ એમની પાસે સો ફરમાન રાનજીના સરદારોના નામ પર કઢાવ્યા અને એક એક ફરમાનને એક એક ઉત્તમ ઢાનની ગાદીમા સીવડાવી વેપારીઓને બોલાવ્યા તથા જે ઢાનમાં જે સરદારનુ નામ હતુ તેનું ઠેકાણુ બતાવી તે ઢાન એક વેપારીને આપી, અને કહ્યુ કે રાવજીના લશ્કરમા જઈને જે કીમતે તે લે તે જ કીમતે તેને આપી આવવી બીજાને ન આપવી એ રીતે એ બધી ઢાલ વેપારીઓને આપી રાવજીના લશ્કરમા મોકલી આપી, ત્યા તે સરદારોએ પણ લડાઈમા જરૂર હોવાથી તે ખરીદી

વીરમજીએ આ કર્યા પછી પોતાના માણુસ રાવજી પાસે મોકલ્યા અને કહેવરાવ્યું કે "મારી તો જમીન તમે છીનવી લીધી છે જેથી હુ બાદશાહ પાસે ગયો છું પણ તમારા સરદારો કેમ બાદશાહને મળી ગયા છે ? એમણે તો ઘણી અશરફી લાંચમાં લીધી છે. જરા એમની ઢાલોની ગાદીઓ તો તમે જુઓ !"

આ વાત સાંભળતાં જ રાવજીને શંકા થઈ અને તેણે તે જ વખતે બજારમાં માણુસ મોકલી તપાસ કરાવી તો ઘણી ફિરોજી મહોરો શરાફોની દુકાનોમાંથી મળી, અને પછી સરદારોને બોલાવી એમની ઢાલો જોવાને બહાને લઈ લીધી અને ગાદીઓ ચીરીને જોયું તો દરેક સરદારની ઢાલમા તેના નામનું ફરમાન નીકળ્યું, જેમાં લખ્યું હતું કે 'અમે તમારે માટે ઇનામ મોકલીએ છીએ. તમે રાવજીને પકડાવી દેવાનું જે વચન આપ્યું છે તે પૂરૂં કરો.'

આ વાતોથી રાવજીને ખાતરી થઈ ગઈ કે જરૂર કાંઈ દગો છે અને તરત જ સવાર થઈ સિવાનાના પહાડોપર ચાલ્યા ગયા. પરંતુ જેતા અને કૂંપા વગેરે મોટા સરદારો આ કાવતરાંથી સાવ અજાણુ હતા. તેમણે પોતાની બદનામી દૂર કરવા માટે રજપૂતીની લાજને કારણે રાતે બાદશાહના લશ્કર પર હુમલો કર્યો. અને હજારો પઠાણોને મારીને એ બધા જ બહુ બહાદુરીથી મોતને ભેટયા. આ લડાઈ પોષ સુદ ૧૧ સં. ૧૬૦૦ (ઈ સ. ૧૫૪૩) માં મેડતા અને જેતારણુ પરગણાની સરહદ પર થઈ હતી.

ફતેહ બાદ બાદશાહે અજમેરમા પોતાનું થાણું નાખ્યું, અને મેડતા વીરમજીના કબજામાં સોંપી જોધપુર ગયો અને લશ્કર મોકલી રાવ જેતસીના દીકરા કલ્યાણમલને બિકાનેરના રાવના માણસો મારફતે જોધપુર ખાલી કરાવ્યું. વળી જોધપુર છતી લઈ ને એ આગ્રા પાછો ફર્યો.

વીરમજી વિ. સં. ૧૬૦૦ (૧૫૪૩) માં ફાગણમાં મૃત્યુ પામ્યા. જયમલજી એની ગાદીએ બેઠા.

વિ. સં. ૧૬૦૨ ( ઈ. ૧૫૪૫ ) માં શેરશાહનું મૃત્યુ થયું. રાવ માલદેવજીએ પઠાણોને મારવાડમાંથી બહાર હાંકી કાઢ્યા અને સં. ૧૬૧૦ ( ઈ ૧૫૫૩ ) માં શેરશાહના પુત્ર સલીમશાહનું મરણ સાંભળી અજમેર જીતી લેવા ફોજ મોકલી. પરંતુ રાણા ઉદેસિંહે એની પહેલાં ત્યાં પહોંચી જઈ પોતાનો અમલ જમાવી દીધો.

ફરીથી રાવજીએ જયમલજીને ચાકરીમાં હાજર થવા માટે કહેવડાવ્યું, પરંતુ એણે સાફ ના પાડી, અને પોતાની ઉપર આવેલા રાવજીના લશ્કરને સં. ૧૬૧૧ ( ઈ. ૧૫૫૪ ) માં હરાવી ભગાડી મૂક્યું. રાવજીએ અષાઢ વદ ૧૩ ને દિવસે ફરી કુંવર ચંદ્રસેનજીની સરદારી હેઠળ ફોજ મોકલી. તેણે મેડતાને ઘેરો ઘાલ્યો. જયમલજીએ પણ લડી લેવાનો નિશ્ચય કર્યો. પરંતુ એ જ ટાણે રાણા ઉદેસિંહજી જેઓ લગ્ન કરવા બિકાનેર જતા હતા તે ત્યાં આવી પહોચ્યા અને જયમલજીને સમજાવીને પોતાની સાથે લઈ ગયા. મેડતામા રાવજીનો અમલ થઈ ગયો.

આ જ વરસમાં હુમાયૂ બાદશાહે કાબુલ તરફથી આવી ફરીથી દિલ્હીનું તખ્ત સલીમશાહના પુત્ર મોહમ્મદશાહ પાસેથી લઈ લીધું.

સં. ૧૬૧૨ ( ઈ. સ. ૧૫૫૫ ) માં અકબર બાદશાહ ગાદી પર બેઠા. એના ડરથી હાજીખાં પઠાણ જે શેરશાહનો એક મોટો અમીર હતો તેણે અલવર તરફથી આવી રાણાજીના માણસો પાસેથી અજમેર લઈ લીધું. રાવ માલદેવજીએ સ. ૧૬૧૩ ( ઈ. ૧૫૫૬ ) માં હાજીખાં ઉપર ફોજ મોકલી. એણે રાણા ઉદેસિંહજીની મદદ માગી. રાણાજી પાચ હજાર સવાર લઈ ઉદેપુરથી આવ્યા. રાવજીની ફોજ હઠી ગઈ. આ ટાણે ફરીથી જયમલજીએ રાણાજીની મદદથી મેડતા લઈ લીધું. એટલામાં રાણાજી અને હાજીખા વચ્ચે સબધો બગડ્યા રાણાજીએ હાજીખાં પર ચઢાઈ કરી. હવે હાજીખાએ રાવ માલદેવજીને પોતાની મદદે બોલાવ્યા. રાવજીએ ૧૫૦૦ સવાર મોકલ્યા અને જાતે પણ જોધપુરથી નીકળી જેતારણમાં આવ્યા.

ફાગણુ વદ ૯ ને મંગળવાર ૧૬૧૩ ( ઈ. ૧૫૫૬)ને દિવસે લડાઈ થઈ. રાણાજી હાર્યા, હાજીખા જીત્યો. રાવ માલદેવજીએ ફાગણુ સુદ તેરસે મેડતામાં પહોંચી જયમલજીને મહેલ તોડી પાડ્યો, અને એમા હળ ચલાવી ખેતી કરાવી અને ત્યાં માલકોટ બનાવવાનો આરંભ કર્યો. અકબર બાદશાહે હાજીખાંની જીતના સમાચાર સાંભળી એના ઉપર સૈન્ય મોકલ્યું. હાજીખાંએ રાવ માલદેવજી પાસે રક્ષણુ માંગ્યું. રાવજીએ તેને જેતારણુમાં બોલાવી લીધો. બાદશાહની ફોજ ત્યાં પણુ આવી હાજીખાં ગુજરાતમાં ચાલ્યો ગયો અને જેતારણુ લુંટાયું.

સં. ૧૬૧૬ ( ઈ. ૧૫૫૯)માં માલકોટ તૈયાર થઈ ગયું, ત્યારે રાવજીએ અડધુ મેડતા તો જયમલજીના ભાઈ જગમાલને ભેટ આપ્યું અને અડધું ખાલસા રાખ્યું અને મેડતાનું નામ બદલીને નવાનગર રાખ્યું.

જયમલજી મેવાડમાં બદનોર ખાતે રહેતા હતા. રાણાજીએ તે એમને આપ્યું હતું, પરંતુ રાવજીએ સૈન્ય મોકલી એમને ત્યાંથી પણુ હાંકી કાઢ્યા. એ વખતે અકબર બાદશાહ અજમેર આવતા હતા જયમલજીએ ડીડવાનામાં જઈ ને પોતાના હાલ સંભળાવ્યા. બાદશાહે મિરઝા શરફુદીનને એક હજાર સવારો તેને મેડતા અપાવવા સાથે મોકલ્યા. રાઠોડ દેવીદાસ જે રાવજી તરફથી મેડતાનો હાકેમ બન્યો હતો તેણે માલકોટમાં બેસી સામનો કર્યો. પરંતુ રાવજીના લખવાથી સુલેહ કરી લીધી. મીરઝાએ માલસામાન છોડીને ચાલ્યા જવા દેવાની શરત મંજૂર કરી. જગમાલ તો આ રીતે ચાલ્યો ગયો પણુ દેવીદાસ પોતાનો સામાન બાળી નાખીને નીકળ્યો. જયમલજીએ મિરઝાને કહ્યું કે આ માણસ હુકમની અવજ્ઞા કરીને જાય છે તે આગળ ઉપર પણુ નુકસાન પહોંચાડશે. મિરઝા ચૈત્ર સુદ પુનમ સં. ૧૬૧૯ ( ઈ. ૧૫૬૨)ને દિવસે મેડતામાં અમલ જમાવી નાગોર ગયો. ત્યાં જયમલજી અને તેની વચ્ચે ઝઘડો થયો. આથી જયમલજી એનો સાથ છોડી ઉદેપુર ચાલ્યા ગયા.

કાર્તિક સુદ પાચમ સં. ૧૬૧૯ ( ઈ. ૧૫૬૨)ને દિવસે રાવ માલદેવજીનું મૃત્યુ થયું. ચંદ્રસેનજી ગાદી પર બેઠા. અકબર બાદશાહના સૈન્યે સં. ૧૬૨૨ ( ઈ. ૧૫૬૫)માં એની પાસેથી જોધપુર લઈ લીધું. સં. ૧૬૨૪ ( ઈ. ૧૫૬૮)માં અકબર બાદશાહે ચિતોડ ઉપર ચઢાઈ કરી. રાણા ઉદયસિંહજી જયમલજીને કિલ્લો સોંપી બહાર ચાલ્યા ગયા. જયમલજીએ છ મહિના સુધી બરાબર સામનો કર્યો.

ચૈત્ર વદ ૧૦ની રાતે જયમલજી મશાલોના અજવાળામાં કિલ્લા પર ઊભા રહી મોરચાનો બંદોબસ્ત કરતા હતા તે વખતે અકબર બાદશાહે તેને જોઈ બંદૂક છોડી, ગોળી જયમલજીને વાગી તત્કાળ એમનું મૃત્યુ થયુ. એમના અવસાન સાથે જ કિલ્લામાં જૌહરનો આરંભ થયો. તમામ સ્ત્રીઓને બાળી મૂકવામા આવી. રજપૂતો કેસરિયા કપડા પહેરી મરવાનો નિશ્ચય કરી બેઠા. ફત્તા સિસોદિયાએ આ નેતા વગરની સેનાની સરદારી લીધી. બીજે દિવસે જ્યારે બાદશાહી ફોજ આવી ત્યારે રજપૂતોએ દરવાજા ખોલી નાખ્યા અને ખૂબ પરાક્રમપૂર્વક લડ્યા. એક એક રજપૂત કિલ્લા ઉપર કુરબાન થઈ ગયો. સખત ખૂનામરકી પછી કિલ્લા ઉપર બાદશાહનો અમલ થયો. બાદશાહના અંતર ઉપર જયમલ અને ફત્તાની બહાદુરીની એવી ઊંડી અસર થઈ કે તેણે બન્નેની મૂર્તિ આગ્રાના દરવાજા ઊપર ઉભી કરી લોકોમા લાંબા વખત સુધી એમની બહાદુરીની ચર્ચા થતી રહી હજી આજ સુધી જયમલજી 'ચિતોડકે જોદ્ધાર ઔર અકબરકે ગર્વ ગાલનહાર' કહેવાય છે.૨૯

૨૯ લોર્ડ હેસ્ટિંગ્સ અંગ્રેજી અમલના આરંભમા જ્યારે હિંદુસ્તાનના ગવર્નર જનરલ હતા ત્યારે એણે જયમલજીના વંશજ બદનોરના રાવજીને લખ્યુ હતું કે હુ તમારા શૂરવીર દાદા જયમલજીની બહાદુરી વખાણું છું અને એમના નામનો આદર કરું છું.

આ ખરડો અમે તે જમાનાના ઇતિહાસનો સાર ખેંચી તૈયાર કર્યો છે. એ ઉપરથી સ્પષ્ટ થાય છે કે સં. ૧૫૯૫ ( ઈ ૧૫૩૮ ) થી માંડી સં. ૧૬૧૮ ( ઈ. ૧૫૬૧ ) સુધીનો ગાળો મેડતાને માટે કેટલો કષ્ટનો સમય હતો ! આ તે જ ગાળો હતો કે જ્યારે મીરાંબાઈ ચિતોડ છોડી મેડતે આવી હતી. ખબર નથી કે જયમલજી પાસેથી મેડના ઝુંટવાયું તે પછી એના પર શી શી વિપત્તિઓ આવી હશે અને તે ક્યાં ક્યાં રહી હશે ! 'ભક્તમાળ'નો કર્તા નાભાજી મીરાંબાઈનો સમકાલીન હતો. જો એણે સાચી માહિતી વિગતે આપવા ધારી હોત તો તે ઘણું ઘણું લખી શક્યો હોત !

## મીરાંબાઈએ જયમલજીને આપેલ વરદાન

જયમલનું નામ પણ ભક્તોની યાદીમાં સુવર્ણ અક્ષરે અંકિત છે. એઓ જેવા બહાદુર હતા તેવા જ ભગવાનના ભક્ત પણ હતા. એમની કથા કહે છે કે આ ભક્તિ એમને મીરાંબાઈના સત્સંગથી પ્રાપ્ત થઈ હતી. બચપણથી મીરાંની પાસે રહીને એઓ ભજનકીર્તનમાં સામેલ થતા. સં. ૧૬૧૦ ( ઈ. સ ૧૫૫૩ ) માં જ્યારે રાવ માલદેવજીની ફોજ એમના ઉપર ચઢાઈ કરીને લડાઈ હારી ગઈ હતી, તે સમયે એવી વાત જાહેર થઈ કે જયમલજી તો આ વખતે ભગવાનની સેવા કરતા હતા અને ચતુર્ભુજ ભગવાન એના વેશમાં નીલા ઘોડા ઉપર સવાર થઈ લડવા ગયા અને જીત મેળવી. જ્યારે રણમેદાનમાંથી એમનું કુંડળ મળી આવ્યું ત્યારે જ લોકોને આ ભેદની ખબર પડી આજે પણ એ જગ્યા 'કુંડળ' કહેવાય છે. મીરાંબાઈએ જયમલજીને એવું વરદાન આપ્યું હતું કે

બહુત વધે તેરો પરિવાર, નહીં કજિયામેં હાર.

એટલે કે તારો પરિવાર ઘણો વધશે અને લડાઈમાં તેની હાર નહિ થાય. થયું છે પણ એજ પ્રમાણે આજે પણ મેર્ડતિયા રાઠોડોમાં જયમલજીના વંશજોની સંખ્યા મોટી છે અને તેઓ લડવામાં, મારવામાં

અને મરવામાં એવા મશહૂર છે કે એક મારવાડી કહેવત પડી છે કે 'જાન રાઉદને મરણને દૂદા' અર્થાત્ ઊદાની ઓલાદ (ઉદાવત રાઠોડ) જાનૈયા તરીકે અને દૂદાની ઓલાદ (મેડતિયા રાઠોડ) મરણને ભેટવામાં ઉત્તમ છે.

## મીરાંબાઈનો દેહાંત

મીરાંબાઈના જીવનનો અંત કેવી રીતે આવ્યો તે ઈતિહાસમાંથી માલૂમ પડતું નથી, પરંતુ ભક્તજનો, એમ કહે છે કે મીરાં દ્વારિકાજીમાં દર્શન કરવા ગઈ હતી ત્યાં એક દિવસ રાણાજીએ જે બ્રાહ્મણોને એને પાછી લાવવા માટે મોકલ્યા હતા તેમણે આગ્રહ કરતાં મીરાંએ આ પદ ગાયું.

મીરાં કે પ્રભુ ગિરધર નાગર મિલ બિછુડન નહીં કીજે

અને રણછોડજીની મૂર્તિમાં સમાઈ ગઈ. આ મૂર્તિ હાલ ગુજરાતમાં *ડાકોરમાં છે અને મીરાંનું વસ્ત્ર હજી પણ ભગવદ્‌ભક્તોને રણછોડજીની બાજુમાં નીકળેલું દેખાય છે.

આથી એવું અનુમાન થાય છે કે મીરાંનું મૃત્યુ દ્વારિકામાં થયું.

રાઠોડોનો ભૂરદાન નામનો એક ભાટ મારવાડના મારોઠ પરગણાના લૂણવે ગામમાં રહે છે. એને મોઢે સાંભળ્યું કે મીરાંબાઈનો દેહાંત સં. ૧૬૦૩ (ઈ. સ. ૧૫૪૬) માં થયો અને ક્યાં તે ખબર નથી.

## મીરાંબાઈના ગુણ

મીરાંબાઈનું નામ હિંદુસ્તાનમાં અત્યંત મશહૂર છે. અને બધે એની ભગવદ્‌ભક્તિની અત્યંત પ્રશંસા થાય છે આ પ્રશંસા થોડી

---

* રા. નટવરલાલ ઇચ્છારામ દેસાઈ જણાવે છે કે આમાંની હકીકત ખોટી છે. (૧) ડાકોરમાં વિ. સં. ૧૨૧૫માં રણછોડરાયજી પધાર્યા ભક્ત બોડાણો લઈ આવ્યો. (૨) બીજું નાનું સ્વરૂપ વિ. સ. ૧૫૦૧માં માંગરોળ (જૂનાગઢ પાસે) પર્વતદાસ મહેતાને ત્યાં પધાર્યું. (૩) હાલમાં જે સ્વરૂપ દ્વારિકામાં છે, જેમાં મીરાંબાઈ સમાઈ ગયાં તે શ્રી વલ્લભાચાર્ય મહાપ્રભુજી ઉપર શ્રી દ્વારકાનાથ પ્રસન્ન થઈને પધાર્યા તે છે.

ગૌરીશંકરજી[૩૨] એમ માને છે કે 'ચિતોડના કિલ્લા પર કુંભશામજીનું મંદિર કુંભારાણાએ બંધાવેલું છે અને તેની બાજુમાં એક બીજું મંદિર છે[૩૩] જેને મીરાંબાઈએ બંધાવેલું કહેવામાં આવે છે. આ બંને મંદિરો પાસે પાસે આવેલા હોવાથી ટૉડ સાહેબ ભ્રમમાં પડ્યા હોય. મીરાંબાઈનું નામ મેડતણી છે અને મહારાણા કુંભાજીનું મૃત્યુ[૩૪] સં. ૧૫૨૫ (ઈ. સ. ૧૪૬૮) માં થયું હતું. આ સમય સુધી મીરાંબાઈના દાદા દૂદાજીને મેડતા મળ્યું ન હતું. આથી મીરાં રાણા કુંભાની રાણી ન હોઈ શકે.'

## મીરાંબાઈની કવિતા

મીરાંબાઈનું નામ હિંદુસ્તાનમાં ઘણું મશહૂર છે અને એનાં બનાવેલા ભજન અને હરિયશ સ્થળે સ્થળે ગવાય છે. પરંતુ સાધુઓએ

---

૩૨ આ પંડિતજી ઈતિહાસને અંગે ઘણું જાણે છે, પ્રાચીન લિપિ વાંચવાનો એમને ઘણો અભ્યાસ છે. એમણે 'લિપિમાળા' નામનું એક પુસ્તક પણ રચીને છપાવ્યું છે જેમા ૨૫૦૦ વર્ષ પહેલાના શિલાલેખો વાંચવાની રીત ઘણી સરસ રીતે આપી છે. પ્રાચીન સંવત, પ્રાચીન અક્ષર અને પ્રાચીન અંક જે સમયના ફેરફારથી બદલાયા કરે છે તે સૌ એ પુસ્તકમાં છે. મને પણ જે પુરાણા લેખ મારવાડ તથા ઢુંઢાડ વગેરે મુલકોમા મળ્યા છે તે વાંચવામા તથા અર્થ સમજવામાં મને એમની ઘણી કીમતી મદદ મળી છે. એ માટે હું એમનો અત્યંત આભારી છુ. વળી આ પુસ્તકને માટે પણ મારા સવાલોના જવાબ આપવા પાછળ એમણે ઘણી મહેનત લીધી છે. અને તે માટે એમનો આભાર માન્યા વગર હું આ પુસ્તક સમાપ્ત નહિ કરી શકું.

૩૩ આ મંદિર મે પણ જોયું છે. બીજું એક મંદિર એકલિંગ મહાદેવજીની પાસે ઉદેપુરથી દસ માઈલ દૂર મીરાબાઈને નામે મશહૂર છે અને તે પણ મેં જોયું છે. પરંતુ બંનેમાં કોઈ લેખ નથી, જે ઉપરથી જૂની વિગતો મળી શકે.

૩૪ દૂદાજીને સંવત ૧૫૨૫ સુધી મેડતા મળ્યું ન હતું એમ કોઈ મેવાડી પુસ્તક ઉપરથી પંડિતજીએ જાણ્યું હશે. મારવાડી હકીકત તો સં. ૧૫૧૮મા જ દૂદાજીને મેડતા અપાવી દે છે.

પોતે પણ ભજનો બનાવી એને નામે પ્રચલિત કર્યાં છે. અને તે બધામાંથી અસલી ને નકલી જૂદા પાડવાનું કામ ઘણુ મુશ્કેલ છે કવિતા સમજનારા કોઈ વિરલ માણુસો જ એ કામ કદાચ કરી શકે. બાકી ગમે તે માણુસને કશી જ ખબર પડે એમ નથી.

પંડિત ગૌરીશંકરજી લખે છે કે મીરાબાઈએ 'રાગ ગોવિંદ' નામનો કવિતાનો એક ગ્રંથ લખ્યો હતો અને તે ઉપરાંત પણ ઘણી કવિતા રચી હતી એમ પણ કહેવાય છે કે મીરાએ જયદેવના ગીતગોવિંદ ઉપર પણ ટીકા લખી છે



# મીરાંની કવિતા

મીરાંબાઈની કવિતા ભક્તિથી ભરેલી છે એમાં ઈશ્વરપ્રેમ અને વૈરાગ્ય ઝળકે છે. એ કવિતાની વાણી કોમલ, મધુર તથા રમિક છે.

આપણાં ગીતકાવ્યોની પરંપરાનો ઇતિહાસ ઘણો જૂનો છે. સાહિત્યિક અપભ્રંશ ભાષા જ્યારે આમજનતાની ભાષામાં ફેરવાતી હતી ત્યારે બૌદ્ધધર્મના સિદ્ધ આચાર્યોએ સ્વમતના પ્રચાર માટે ગીતોની રચના કરી હતી. આ પદોમાં પ્રથમ પંક્તિના પુનરાવર્તન માટે 'ટેક'નો અભાવ હતો. આ ગીતોની રચના રાગબદ્ધ છે ખરી, પરંતુ ભાષાની અશુદ્ધિ તથા પ્રવાહહીનતા અને વિષયની કઠિનતા તથા નીરસતાને કારણે ગીતો નથી સરસ કે નથી ગેય એ ગીતો મોટે ભાગે વ્યંગાત્મક વર્ણનાત્મક તથા ઉપદેશાત્મક છે. એમાં જ્યાં અનુભવપૂર્ણ ઉદ્‌ગાર થોડાક છે ત્યાં સાંપ્રદાયિક પક્ષપાતની ભાવનાનું પ્રાધાન્ય છે. નાથપંથી સાધુઓએ પણ પોતાના મતના પ્રચાર માટે અનેક ગીતોની રચના કરી હતી તે પછી આ પદપરંપરાને મહારાષ્ટ્રના કવિઓ તથા ઉત્તર ભારતના સંત કવિઓએ થોડાઘણા ફેરફાર સાથે ચાલુ રાખી એમનાં પદોમાં જ્ઞાનાત્મક ઉપદેશ તથા દાર્શનિક સિદ્ધાન્તોના વિવેચનનું જ પ્રાધાન્ય છે. શુદ્ધ ભાવના તથા સ્વાનુભવોની અભિવ્યક્તિ આ રચનાઓમાં બહુ ઓછી છે.

નીરસતા, ભાષાની વિકૃતિ તથા ઉપદેશાત્મક પ્રચાર જેવા દોષોથી મુક્ત, શુદ્ધ ભાવનાઓની અભિવ્યક્તિ તેરમી સદીમાં રચાયેલ જયદેવના સંસ્કૃત કાવ્ય 'ગીતગોવિંદ'માં મળે છે એ પછી પંદરમી

તથા સોળમી સદીમાં મિથિલામાં વિદ્યાપતિ, ગુજરાતમાં નરસિંહ મહેતા તથા બંગાળમાં ચંડીદાસ જેવા ભાવનાપ્રધાન કવિઓએ ગેય પદોની રચના કરી છે હિંદીમાં કૃષ્ણકાવ્યધારાના કવિઓએ પોતાના ઉપાસ્ય દેવના લીલારૂપનાં જુદાં જુદાં અંગોની પોતાની સાધનાને પ્રેય બનાવી સંગીતબદ્ધ પદોની રચના કરી હતી.

મીરાં પણ પોતાના અંતરની લાગણીઓની અભિવ્યક્તિને માટે મુક્તક પરંપરાની પદશૈલીને અનુસરે છે. એના કાવ્યમાં બૌદ્ધિક તત્ત્વનો મોટે ભાગે અભાવ છે, એથી એની ભાવનાઓનો સ્રોત ઉલ્લાસ તથા વેદનાના રૂપમાં કાવ્ય અને સંગીતમાં વહી જાય છે; અને ભાવાઓના ચરમ ઉત્કર્ષની અભિવ્યક્તિ સંગીતપ્રધાન ગીતકાવ્યમાં જ સફળતાપૂર્વક થઈ શકે છે છંદો તથા માત્રાઓના બંધનમા ભાવનાઓને બાંધી લેવામા અસમર્થ ભાવનાપ્રધાન ભક્તો તથા કવિઓએ મુક્ત પદોમાં જ પોતાની લાગણીઓનું ચિત્રણ કર્યું છે. બીજા કવિઓએ લાગણીઓને રાધા તથા ગોપીઓના માધ્યમ દ્વારા વ્યક્ત કરી છે, પરંતુ મીરાંનાં પદોમાં એની પોતાની વ્યથા વ્યક્ત થઈ છે અને તેથી જ તે વધારે સજીવ અને પ્રભાવપૂર્ણ છે. એમાં ગિરધર ગોપાલ પ્રત્યે એની પાગલ આકાંક્ષાઓનો સ્પષ્ટ આવિષ્કાર મળે છે.

મીરાંનાં પદોમાં એના હૃદ્ગત ભાવોનું પૂર્ણ પ્રકાશન છે. એના વ્યક્તિત્વની સ્પષ્ટ છાપ આ પદોમાં પડી છે. એના જીવનની આભ્યંતર તથા બાહ્ય બન્ને બાજુની છાયા આ ગીતોમાં મળે છે. કૃષ્ણના સૌંદર્ય પ્રત્યે આકર્ષણ, એનો વિકાસ અને તેમાંથી ઉદ્ભવતી માનસિક તથા શારીરિક યાતનાઓનું દર્શન અનેક વર્ણનો દ્વારા કરાવવામાં આવ્યું છે. માનસિક યાતનાઓ ઉપરાંત અભીષ્ટ–મિલનના સુખની અભિવ્યક્તિ પણ છે.

મીરાંનાં પદોમાં લાગણીઓની તીવ્રતા તથા ગહનતા છે, પણ અનેકતા નથી. એનાં કાવ્યોની સરસતામાં અનેકરસતાનો અભાવ

ખટકે છે. એના જીવનમાં એક જ ભાવ છે અને એક જ રસ છે. મધુરભાવથી જન્મતા આનંદ તથા વિષાદની કેટલીક ભાવનાઓ એના જીવનમાં વ્યાપ્ત છે. એનું જ પુનરાવર્તન મીરાંએ વારંવાર અનેક પદોમાં કર્યું છે. માનવમાત્રના હૃદયની કોમળ લાગણીઓ પોતાની અસીમ મહત્તા તથા ગાંભીર્ય સહિત મીરાંની સીમિત લાગણીઓ ને ભાવનાઓમાં ભળીને એકરસ થઈ ગઈ છે. પરંતુ આ પુનરાવર્તનથી નીરસતા આવતી નથી. લાગણીઓ તથા ભાવોના પ્રાધાન્યથી સાવ સામાન્ય ઉક્તિઓ પણ માધુર્યભાવમાં ઓતપ્રોત બને છે.

સરલતા, ગાંભીર્ય, તથા સ્વચ્છંદતા એ મીરાંનાં પદોના મુખ્ય ગુણ છે. સ્વચ્છંદતા તથા ઉચ્છૃંખલતા માધુર્યભાવની અભિવ્યક્તિમાં ઘણું કરીને સાથોસાથ જ આવે છે. જ્યાં ભાવનાઓ ઉન્મુક્ત બની કે આકાંક્ષાઓ ઉચ્છૃંખલ બની બેકાબૂ બની જાય છે, પરંતુ મીરાંની કવિતામાં સ્વચ્છંદતા હોવા છતાં પણ શૃંગારી અસંયત ભાવનાઓનો અભાવ છે આ એના કાવ્યોની સૌથી મોટી સફળતા છે, કેમકે એના પ્રેમના આ નિર્મળ રૂપ દ્વારા એના વ્યક્તત્વની નિર્મળતા તથા અસાધારણતા આપણને સમજાય છે. એની પારલૌકિક ભાવનાઓના સંસારનો પાયો સાંસારિક સ્થૂલતાને જમીનદોસ્ત કરી તેના પર ચણાયો છે. ત્યાં સામાજિક બંધન તથા નૈતિક શૃંખલાઓ પ્રેમને એક જ ઝટકે શિથિલ બની એને સ્વચ્છંદ બનાવી દે છે. જીવનની આ સ્વચ્છંદતા એનાં પદોમાં પણ વ્યક્ત થઈ છે.

મીરાંના ભાવ પણ ગહન અને ગંભીર હોવા છતાં અત્યંત સરળ છે. અલંકારોના ભારથી લદાયેલ પોષાકમાં છુપાયેલ ભાવોમાં કલાપ્રિયના તથા કૃત્રિમ સૌન્દર્ય અને આકર્ષણ ભલે હોય, પરંતુ એ કૃત્રિમતા મીરાંની સરલ સ્વભાવોક્તિઓના કોમળ સૌન્દર્યની સામે ટકી શકતી નથી એની કવિતાનું સૌન્દર્ય સ્વચ્છંદ આમ્રબાલાના કોમળ પરંતુ સ્વસ્થ સૌંદર્ય જેવું છે. એ બાળાના જીવનમાં નથી કોઈ ગ્રંથિઓ કે આડંબર; વિકાસના પ્રવાહમાં તેણે કશો આડંબર જોયો નથી ને

કોઈ વિષમતાની પરવા કરી નથી. કોમળ કલ્પનાના આલંબનવાળી આ બાળાની જે રીતે કૃત્રિમ સૌન્દર્ય પ્રસાધનોના આડંબરથી ઢંકાયેલ મહિલા સાથે સરખામણી થઈ શકતી નથી, તેવી જ રીતે મીરાનાં કોમળ લાગણીઓથી ભરેલાં પદોની સરખામણી અલંકારો અને છંદોના બળે સુંદર લાગતાં કાવ્યો સાથે કરવી એ હાસ્યાસ્પદ છે પરંતુ, એ હમેશ ધ્યાનમાં લેવા યોગ્ય વાત છે કે સરળતા અને સ્વચ્છંદતામા ગ્રામીણતા અને ખરબચડાપણું નથી; એમાં સ્વચ્છંદ મૃગલીની અલ્લડતા તથા ભોળપણુ છે; લાગણીઓના આવેગનું સંગીત છે પરંતુ સયમી; એમા સંસ્કૃત તથા પરિષ્કૃત પ્રેમનો પ્રવાહ છે. ભાવોની આ સરિતાની ચંચળ ઊર્મિઓ આપણા સાહિત્યના વિશાલ સાગરમા પોતાનુ નોખું તથા મહત્ત્વપૂર્ણ અસ્તિત્વ ધરાવે છે.

મીરાના પદોમાં કલાનું તત્ત્વ નહિવત્ છે મીરાં સૌથી પહેલી ભક્ત હતી એના નારીહૃદયની શ્રદ્ધા તથા આસ્થા એની લાગણીઓ દ્વારા વ્યક્ત થાય છે. ભાષામાં લાગણીઓની સુદર અભિવ્યક્તિ તથા ભાવોની ગહનતાને કારણે જ મીરાંનાં પદોને કાવ્ય ગણી શકાય તેમ છે. મીરાં જાતે કલાકાર ન હતી. કલાની સાધનાને લક્ષ્ય બનાવી એણે પોતાનાં પદોની રચના કરી નથી. પરંતુ ઉત્કટ ભાવોની સ્પષ્ટ અભિવ્યક્તિ કરવા જતાં ક્યાક ક્યાંક અલંકારો બહુ સ્વાભાવિક રીતે આવી ગયા છે. બીજા અલંકારોને મુકાબલે રૂપકનો પ્રયોગ ઘણો થયો છે. શ્રી પરશુરામ ચતુર્વેદીએ મીરાંએ પ્રયોજેલ અલંકારોના નામ આપ્યા છે અને તેમાં રૂપક, ઉપમા, ઉત્પ્રેક્ષા, અત્યુક્તિ અને અનુપ્રાસ મુખ્ય છે સાંગ રૂપકનાં કેટલાક સુદરતથા માર્મિક ઉદાહરણુ મીરાંના પદોમા મળે છે.

યા તનકો દિવલા કરૌં, મનસા કરૌં બાતી હો;  
તેલ ભરાવોં પ્રેમકા, બારોં દિનરાતી હો.  
પાટી પારોં જ્ઞાનકી, મતિ માંગ સંવારોં હો;  
તેરે કારન સાંવરે, ધન જોબન વારો હો.

યા સેજ્યા બહુ રંગકી, બહુ ફૂલ બિછાયે હો;
પંથ જોહોં સ્યામ કા અજહું નહીં આયે હો.

ઉપમાનો પ્રયોગ પણ ખૂબ સુંદર અને સ્વાભાવિક છે. પરંતુ એના પ્રયોગમાં સમાન કલાયોજના નથી. લાગણીઓના એકધારા પ્રવાહની રજૂઆતમાં સાદૃશ્ય દર્શાવતી લીટીઓ સહજપણે આવી ગઈ છે. દા. ત.

પાનાં જ્યૂં પીલી પડી રે, લોગ કહે પિંડ રોગ.

સયોગસુખની અંતિમ અવસ્થામાં એનો સૂર કોયલના ગાનનું માધુર્ય એકત્રિત કરવા માટે વ્યાકુળ બને છે–

મૈં કોયલ જ્યૂં કુરલાઉંગી.

કૃષ્ણનાં રૂપવર્ણનમાં સાહિત્યિક પરંપરાને અનુસરી એણે અનેક સુંદર અને સફલ ઉત્પ્રેક્ષાઓ યોજી છે :

કુંડલકી અલક ઝલક, કપોલન પર છાઈ;
મનો મીન સરવર તજિ, મકર મિલન ધાઈ.

આ રીતે સંપૂર્ણ પૃથ્વી, આકાશ તથા પ્રકૃતિનાં અન્ય ઉપકરણ એની ભાવનાઓનાં સમભાગી બને છે. આ સમત્વનું વર્ણન મીરાં આ રીતે કરે છેઃ–

ઊમગ્યો ઇન્દ્ર ચહું દિસિ બરસે, દામિણી છોડી લાજ;
ધરતી રૂપ નવ ધરિયા, ઇન્દ્રમિલણ કે કાજ.

વિરહની તીવ્ર ઉત્કટતાની વ્યંજના અનેક સ્થળે એણે અત્યુક્તિઓ દ્વારા કરી છે. પરંતુ આ અત્યુક્તિઓનો ગુણપક્ષ એટલો પ્રબળ છે કે અત્યુક્તિજન્ય ઉપહાસ પેદા થતો નથી અને વિરહાનુભવની તીવ્રતાની કરુણા, પૂર્ણરૂપે હૃદયમાં છવાઈ જાય છે. રીતિકાલીન નાયિકાની માફક એના વિરહમાં ઉપહાસપ્રદ અત્યુક્તિ નથી. મીરાંની અત્યુક્તિની અસર કરુણ છે–

માંસ ગલે ગલ છીજિયા રે, કરક રહ્યા ગલ માંહિ;
આંગુરિયા રી મૂંદડી, આવન લાગી બાંહિ.

તથા

આઊં આઊં કર ગયા સાંવરા, કર ગયા કૌલ અનેક;
ગિણતા ગિણતા ઘિસ ગઈ ઊંગલી ઘિસ ગઈ ઊંગલી કી રેખ.

આમ ઉપર્યુક્ત કેટલાક અલંકારો મીરાંનાં કાવ્યોમા મળે છે છતાં મીરાંએ કલારૂપમા એ અપનાવ્યા નથી. એના હૃદયની તીવ્ર વેદનાઓ તથા ગહન અનુભવો જાતે જ એટલાં સજીવ અને સુંદર છે કે છંદ, અલંકાર, ધ્વનિ વગેરે કાવ્યકલાના અનેક અંગોની અપેક્ષા જ રહેતી નથી મીરાંના પ્રેમના અપાર સાગરની તરંગિત લહેરોનું સૌન્દર્ય સરળ તથા સ્પષ્ટ શબ્દોમાં વ્યક્ત થયું છે. ભાવનાઓની આ એકનિષ્ઠા મીરાના કાવ્યનો પ્રાણ છે અને તે સાહિત્યિક પરંપરાઓને વળગી રહેનાર અનેક કવિઓની રચનાઓ કરતાં વધારે પ્રાણવાન તથા જીવંત છે.

મીરાના પદોની સ્વચ્છંદ ગતિ તથા મધુર સગીત પર ધ્યાન આપવાથી માલૂમ પડે છે કે મીરાંએ પોતાના ભાવોની અભિવ્યક્તિ માટે ભાષાને છંદ અથવા પિંગળનાં બંધનોમાં બાધી દીધી નથી એના રાગાત્મક અનુભવો સંગીતના માધુર્યમાં વેરાયેલા પડ્યા છે. એના છંદોનું સ્વરૂપ પૂર્ણપણે સ્વચ્છંદ છે અને તેમા સમય તથા સ્થાન અને સંગીતની સુવિધા પ્રમાણે અનેક પરિવર્તન કરવામાં આવ્યાં છે. મીરાંના ભાવોને અનુરૂપ જ એના છંદોની ગતિનું નિર્માણ થયું છે. ક્યાંક માત્રાઓ વધુ છે તો ક્યાંક ઓછી; અને ક્યાક યતિભંગ છે. સારાંશ એ જ કે મીરાના સુંદર તથા પ્રવાહપૂર્ણ સંગીતનો કોઈ નિયમ નથી; એ પણ સ્વચ્છંદ છે.

શ્રી પરશુરામ ચતુર્વેદીએ લગભગ પંદર પ્રકારના છંદ પોતાની પદાવલીમાં બતાવ્યા છે આ છંદોના પ્રયોગમાં દોષ આવી ગયા છે

પરંતુ માત્રાઓની સંખ્યા તથા અન્ય સામ્યદ્વારા અનેક છંદોના પ્રયોગ સાબિત કરી શકાય છે. મીરાંએ પ્રયોજેલ છંદોમાં સાર છંદ, વિષ્ણુપદ, દોહા, સમાન સવૈયા, શોભન છંદ, તાટંક છંદ, કુંડલ છંદ મુખ્ય છે

મીરાંનાં કાવ્યમાં છંદાત્મક સંગીતનો અભાવ છે એમ કહેનાર ભૂલ કરે છે. ભાવ સંગીનબદ્ધ બનીને જ ગેય પદોનું રૂપ અદા કરે છે. મીરાંનાં પદોને પૂર્ણ મુક્ત છંદોની સંજ્ઞા આપવી અયોગ્ય છે. એના કાવ્યમાં જે લય તથા સંગીત છે તેથી તેમાં કેવળ ભાવનાઓનો સતત પ્રવાહ માની લેવો ઠીક નથી. ભાવ કાવ્યનો આત્મા છે એ વાત સાચી, પરંતુ જ્યાં ભાવનાઓ ગીત બનીને આવે છે ત્યાં સભાન કલાની માત્રા મોટા પ્રમાણમાં ભલે ન હોય છતાં ત્યાં કલાનું અસ્તિત્વ અનિવાર્ય છે.

મીરાંએ પદોની રચના રાગરાગિણીઓમાં કરી છે. એને સંગીતનું પૂરું જ્ઞાન હતું એનાં પોતાનાં પદોમાં ઘણા શાસ્ત્રગત છંદોના પ્રયોગ મળે છે. આ પ્રયોગોને આકસ્મિક ગણવાથી કાવ્ય તથા કલાની ઉપેક્ષાની સાથોસાથ મીરાંના સંગીત તથા કાવ્યજ્ઞાનની પણ ઉપેક્ષા થશે. મીરાંના કાવ્યમાં છંદોનો પ્રયોગ ભાવનાઓની સરસ તથા લયપૂર્ણ અભિવ્યક્તિ માટે થયો છે એમ કહેવું ઠીક છે, પરંતુ એની ભાવનાઓ કાવ્યનિયમોનાં બંધનમાં પડી જ નથી એમ કહેવું ભ્રામક છે. એણે પદોની રચનાને ઉપયોગી અનેક પ્રચલિત છંદોમાં પોતાની રચનાઓ કરી અને તેમાં લોકગીતોમાં પ્રયોજાતી શબ્દાવલીઓનો પણ પ્રયોગ કર્યો લોકગીતોની આ અસરને લીધે એનાં પદોમાં એવા કેટલાક નિરર્થક પ્રયોગ મળે છે કે જે કેવળ ગાયનની રોચકતા વધારવાની દૃષ્ટિથી જ થયા હોય. આ પ્રયોગોની સાથે સાથે જ મીરાંએ છંદોના નિયમોની મર્યાદાઓનો ભંગ કર્યો છે. રે રી, જી, એ, માય, હો, માઈ વગેરે શબ્દોનો પ્રયોગ એના કાવ્યગત સામાન્ય જ્ઞાનને સ્થાનીય લોકગીતોનો પાસ આપી વધારે સ્વાભાવિક તથા ગેય બનાવી દે છે.

પદ રચનાની પરંપરામાં, અને ખાસ કરીને તો રાગબદ્ધ રચનાઓમાં, આ જાતના પ્રયોગ અક્ષમ્ય ગણાતા નથી. કોઈ વિશિષ્ટ રાગની સુવિધા પ્રમાણે એક જ પદમાં જુદા જુદા છંદોનો પ્રયોગ અથવા બે ભિન્ન ભિન્ન છંદોનું સંમિશ્રણ કાવ્યદોષ ગણી ન શકાય મીરાંનાં એવાં અનેક પદ છે કે જેમાં જુદા જુદા છંદ એકત્રિત થયા છે. એવાં પદોને દોષપૂર્ણ ઠરાવી શકાય તેમ નથી. પરંતુ જે છંદોનો પ્રયોગ થયો હોય તેનો શુદ્ધ પ્રયોગ જ ઇષ્ટ છે. મીરાંના છંદ આ દૃષ્ટિએ દોષયુક્ત છે. વિવિધ છંદોના પ્રયોગમાં માત્રાઓની બાબતમાં નિયમભંગ અનેક સ્થળે મળે છે, પરંતુ આ દોષ પણ એવે સ્થળે છે કે જ્યાં પદને રાગબદ્ધ કરવા માટે જુદા જુદા તાલોની સાથે એનું સામંજસ્ય સાધવાનો પ્રયાસ થયો છે; અને તેવાં સ્થળોએ પિંગળના નિયમોનો ભંગ કરાયો છે, સંગીતની સુવિધા પ્રમાણે હ્રસ્વની ગણના દીર્ઘ રૂપમાં તથા દીર્ઘની ગણના હ્રસ્વ રૂપમાં કરવી પડે છે.

આમ એ સ્પષ્ટ છે કે મીરાંનો અખંડ ભાવનાસ્રોત છંદોદ્વારા પેદા થતા સંગીતના લયમાં બંધાઈ ને આગળ વહી જાય છે. લાગણીઓનો પ્રવાહ છંદોના કિનારાને અથડાઈને અટકતો નથી પણ અનેકવાર સીમાની મર્યાદાને ઉલ્લંઘી પૂર્ણ વેગે વિકાસ સાધે છે. પરંતુ આ આવેગમાં અસંયત ઉચ્છૃંખલતા નથી પણ સંયત પ્રવાહ અને રાગાત્મક લય છે અને તેનું શ્રેય એના રાગાત્મક અનુભવોની સાથે સાથે એના કલાપરિચય તથા સંગીતપ્રેમને પણ છે

**મીરાંની ભાષા :** પ્રત્યેક કવિની ભાષા સ્થળ તથા કાળની અસર અનુભવે છે. મીરાંનાં પદોની બાબતમાં પણ આજ સિધ્ધાંત લાગુ પડે છે. તેના જીવનમાં ત્રણ સ્થળોએ મુખ્ય ભાગ ભજવ્યો છે. મીરાંનું શૈશવ તથા ગૃહસ્થ જીવન રાજસ્થાનમાં વીત્યું. પછી એ વૃન્દાવન ગઈ અને છેલ્લે દ્વારકામાં જઈને એણે શેષ જીવન પૂરું કર્યું. આ ત્રણે પ્રદેશોની ભાષાની અસર તેની રચનાઓમાં મળે છે. રાજસ્થાની,

વ્રજભાષા તથા ગુજરાતી ભાષાની સીધી અસર પદોમાં દેખાય છે. શુદ્ધ ગુજરાતીમા પણ મીરાંનાં ઘણાં પદો મળે છે.

પદ ભલે ગુજરાતી હોય કે પછી વ્રજભાષા કે રાજસ્થાનીનું હોય પણ સરળતા અને નિરાડંબર એ સૌના ગુણ છે. મીરાંની ભાષામાં અલંકારો ખાસ નથી. ભાષાને સુંદર બનાવવાનો કલાપૂર્ણ પ્રયાસ મીરાંમાં દેખાતો નથી. પરંતુ ભાવોની અભિવ્યક્તિમાં મીરાંએ પૂરી સફળતા અને સરકાર દાખવ્યા છે. એની અનલંકૃત ભાષાનું સૌંદર્ય અદ્ભુત છે. એની સર્વગ્રાહક પ્રવૃત્તિએ જે કાંઈ પણ જ્યાંથી મળ્યું ત્યાંથી તે ગ્રહણ કરી લીધું છે પરંતુ એની ભાવનાઓની અભિવ્યકિત-ઓનું સાધન હમેંશા જનતાની જ ભાષા રહી છે, વિદ્વાનોની સાહિત્યિક ભાષા નહી.

રાજસ્થાની ભાષા બે સ્વરૂપે વિકસી હતી. પશ્ચિમી રાજસ્થાની અને પૂર્વી રાજસ્થાની. પશ્ચિમી રાજસ્થાનીનો પ્રયોગ સાહિત્યમાં કરનાર ચારણ તથા જૈન કવિઓ હતા. એમની ભાષા પર સંસ્કૃતની અસર લગભગ નહીં જેવી હતી. એથી એક તરફ એમાં સંસ્કૃતના તત્સમ તથા તદ્ભવ શબ્દોનો અભાવ છે, તો બીજી તરફ એમાં પ્રાકૃત તથા અપભ્રંશની અનેક ખાસિયતો સુરક્ષિત રહી છે અને દુર્ભાગ્યવશાત્ વિકાસની અનુકૂળ પરિસ્થિતિઓ ન મળતાં મોટે ભાગે પોતાના પ્રાન્તીય રૂપમાં જ તે સીમિત બની ગઈ છે.

પૂર્વી રાજસ્થાની પર સંસ્કૃતની અસર ઘણી વધારે છે એનું જ વિકસિત રૂપ આગળ ચાલતાં વ્રજભાષામાં પરિણમ્યું. એ કાળની પિંગળ ભાષા તથા શુદ્ધ ભાષામાં વ્યાકરણ તથા ઉચ્ચારણ સંબંધમાં કેટલુંક મૌલિક અંતર છે. મીરાંનાં રાજસ્થાનીમાં લખાયેલાં પદોમાં એ ભાષાની અસર મુખ્યત્વે છે. ડિંગલના-શબ્દોનો પ્રયોગ પણ ક્યાંક ક્યાંક મળે છે પણ પૂર્વી રાજસ્થાની જ મીરાંની મુખ્ય ભાષા છે...

મીરાંની રાજસ્થાનીમાં પિંગળનું રૂપ જ મુખ્ય છે પરંતુ ડિંગલના શબ્દોનો સમાવેશ પણ ક્યાંક થયો છે એ દર્શાવતું આ પદ છે :

સખી મેરી નીંદ નસાની હો.

પિયકો પંથ નિહારત, સિગરી રૈન બિહાની હો.
અંગિ અંગિ વ્યાકુલ ભઈ મુખ પિય પિય બાની હો.
અન્તર વેદન વિરહકી વહ પીર ન જાની હો.
જ્યું ચાતક ઘન કો રટે, મછરી જિમિ પાની હો.
મીરાં વ્યાકુલ બિરહિની, સુધબુધ બિસરાની હો.

આમ તો મીરાંનાં સ્વતંત્ર ગુજરાતી પદો પણ છે. એને આધારે મીરાંને ગુજરાતી ભાષાના અગ્રગણ્ય કવિઓમાં સ્થાન મળ્યું છે. હિંદીમાં લખાયેલાં પદોમાં ક્યારેક ગુજરાતીની સ્પષ્ટ છાપ હોય છે. જેમ કે

પ્રેમની પ્રેમની પ્રેમની મોહે લાગી કટારી પ્રેમની.

જલ જમુનામાં ભરવા ગયાં તાં, હતી ગાગર માથે હેમની.

આ ઉપરાંત પંજાબી, ખડી બોલી તથા પૂર્વી ભાષાની અસર પણ એનાં પદોમાં દેખાય છે. મીરાંની ભાષા પર એનો પ્રભાવ બહુ ઓછો છે પરંતુ એના પ્રયોગને કારણે સૌન્દર્ય તથા સરળતાનો નાશ થયો નથી. જેમ કે

હો કાના કિન ગૂંથી જુલ્ફાં કારિયાં.

પૂર્વીનો પ્રયોગ પણ ક્યાંક મળે છે.

જસુમતિ કે દુવખાં, ગ્વાલિન સબ જાય;
બરજહુ આપને દુલરુવા હમસે અરુઝાય.

મીરાંની ભાષાની આ અનેકરૂપતાનું એક કારણ એનાં પદોની લોકપ્રિયતા તથા ગેયતા છે. માધુર્ય તથા પ્રસાદ ગુણનું પ્રાધાન્ય હોવાથી મીરાંનાં પદ આમજનતામાં પ્રચલિત બનતાં ગયાં સમસ્ત ઉત્તર તથા

દક્ષિણ ભારત, સાધના અને વિશ્વાસપ્રધાન એવા તે ધાર્મિક યુગમાં, મીરાંની મધુર વાણીથી ગૂંજી ઊઠયા.

બંગાળથી પંજાબ તથા ઉત્તરાપથથી મહારાષ્ટ્ર, ગુજરાત અને દાક્ષિણાત્ય સુધી મીરાંનાં ગીતો લોકમુખે રમતાં થઈ ગયાં તે પછી પરંપરાગત વિકાસ, પ્રચારનું વિસ્તૃત ક્ષેત્ર અને સાર્વજનિક લોકપ્રિયતાને લીધે મીરાંનાં ગીતોના બાહ્ય આકારમાં અનેકરૂપતા આવી ગઈ. મીરાંને નામે અનેક પદો લખી તેમને પ્રચલિત કરવામાં આવ્યાં પરંતુ મીરાંની અમર માધુર્યભાવનાની સરખામણીમાં એ પદો એટલાં પાછળ પડી જાય છે કે પ્રક્ષિપ્ત પદો તથા મૌલિક પદોની વચ્ચે એક નિશ્ચિત રૂપરેખા દોરી શકાય. મીરાંનાં ગીત લોકવાણીની મહાન શક્તિમાં સ્થાન પ્રાપ્ત કરીને સર્વયુગીન તથા સર્વકાલીન બની ગયાં છે.

આં રીતે મીરાંનું નૈસર્ગિક વ્યક્તિત્વ ભારતીય કાવ્યજગતમાં ચિરંજીવ બની ગયું છે. મીરાંની ઉત્કટ લાગણીઓની સરસ અભિવ્યક્તિએ એને અમરતા બક્ષી છે. 'મીરાં કવિ ન હતી' એ કથન કાવ્યરસથી અનભિજ્ઞ વ્યક્તિઓની મૂઢતા દર્શાવે છે, કેમકે એવાંઓને તો છંદરચના ને અલંકારવિધાનમાં જ કલા દેખાય છે.; મીરાંની કલા એની સરસ અનુભૂતિ તથા આડંબર રહિત સરળતામાં સમાઈ છે. એનું કાવ્ય એના હૃદયનો અનુભવ છે, અંતર વેદનાનો ચીત્કાર મીરાંના ગંભીર વિરહાનુભવોમાં વ્યંજિત છે. જાયસી, સૂરદાસ તથા વિદ્યાપતિની શાસ્ત્રગત પરંપરાબદ્ધ વિરહોક્તિઓ વિદગ્ધતા તથા ચમત્કારની દૃષ્ટિએ ભલે મીરાંની કવિતાની વિરહ–વ્યંજનાથી આગળ હોય પરંતુ એમનો બહિર્મુખી દૃષ્ટિકોણ મીરાંના આભ્યંતરિક વિરહના અનુભવની ઉત્કૃષ્ટતાનો સ્પર્શ પણ કરી નહીં શકે. મીરાં ચિર આકુલ વિરહિણી હતી. એનાં ગીતોમાં વ્યક્ત થતી વિરહભાવના અનુપમ અને અતુલ છે. અંતરવેદનાનું આથી વધારે સજીવ ચિત્ર બીજા કયા કવિની રચનામાં મળશે ?

રામ મિલન કે કાજ સખી મેરે આરતિ ઉરમેં જાગી રી,
તલફત તલફત કલ ન પરત હૈ, વિરહ બાણ ઉર લાગી રી,
વિરહ ભુજંગ મેરો ડસ્યો હૈ કલેજો લહરિ હલાહલ જાગી રી.

મીરાંમાં કાવ્યરચના કરવાની નૈસર્ગિક પ્રતિભા હતી પાંડિત્ય, સાહિત્ય તથા કલાસંબંધી પરિપકવ જ્ઞાનને અભાવે એને ભક્તિશાખાઓના મહાન કવિઓની સાથે સમાન સ્થાન નહીં આપી શકાય; પરંતુ 'દર્દ દિવાની' મીરાંની પ્રેમાનુભૂતિની સ્વચ્છંદતા, સૌન્દર્ય તથા માધુર્ય બીજે મળવાં અસંભવિત છે. એના નૈસર્ગિક વ્યક્તિત્વની અનુપમેયતાની માફક જ એનું કાવ્ય પણ અનુપમ છે જ. એ કાવ્યમાં એની વિહ્વળ ભાવનાઓ વ્યક્ત થઈ છે. એની સ્વચ્છંદતામાં ઉન્મુક્ત પરંતુ મર્યાદાપૂર્ણ મધુર ભાવનાઓ મુખરિત બને છે

લોકલાજ કુલ કાણિ જગતકી, દઇ બહાય જસ પાણી;
અપને ઘરકા પરદા કર લે, મૈં અબલા બૌરાણી.

( શ્રીમતી સાવિત્રી સિંહાનો ગ્રંથ 'મધ્યકાલીન હિન્દી કવયિત્રિયાં' પાનાં ૧૪૮ થી ૧૫૮ માંથી સંક્ષેપ.)

*

# મીરાંનાં પદોની સમાલોચના

મીરાંનાં પદોથી એ સ્પષ્ટ થાય છે કે મીરાંની રચનાઓ ભાષા અથવા કાવ્યચાતુર્યની દૃષ્ટિએ ખાસ મહત્ત્વની નથી. ભાષા અથવા કાવ્યકલાનો આ પદોમાં કોઈ ખાસ ચમત્કાર નથી. છતાં મીરાંનાં પદોનું ખાસ આકર્ષણ છે જ. એમાં પુલકિત તથા ગદ્ગદ કરવાની શક્તિ છે. ઓછામાં ઓછું, એટલું તો છે જ કે તે શ્રોતાઓનાં હૃદય પર અસર કરી જાય છે. એનાં અનેક કારણ હોઈ શકે. એક તો એ કે પદ વાંચવાથી કે સાંભળવાથી મીરાંનોજ ખ્યાલ આવી જાય છે અને એના વ્યક્તિત્વની મોહિની તેને વધારે સરસ અને મધુર બનાવી દે છે. બીજું એ પણ છે કે મીરાંની ભક્તિ અને સાધનાનો ધબકાર એની પદાવલીમાં વિશિષ્ટપણે સંભળાય છે. એના શુદ્ધ, સરળ તથા મંજુલ ભાવ, એનો નિર્વ્યાજ અનુરાગ, એની તલ્લીનતા અને માદકતા એના શબ્દોમાં પણ છલકાતાં જણાય છે. સાધિકાના પ્રગાઢ ભક્તિભાવને લીધે મીરાંના શબ્દોમાં પણ એના આત્માનું ખાસ સ્પંદન અને સૌરભ પ્રગટ થઈ ગયાં છે. જો શબ્દો, વાક્યો, પદો વગેરેનું કૌશલ અથવા પદ્યોની કેવળ વિપુલતા જ કાવ્ય, કવિત્વ અથવા કવિની મહત્તા કે હીનતાનું પ્રમાણ ગણવામાં આવે તો સંભવિત છે કે મીરાંનું સ્થાન નહીં જેવું જ લેખાશે. જો ભાવાવેશ, હૃદયાવેશ, ભાવનાશીલતા તથા તન્મયતાથી નીગળતા શબ્દ-વિન્યાસને કવિતાનું ખાસ લક્ષણ માનીએ તો મીરાં કવયિત્રી હોવામાં કોઈ શંકા નથી એટલું જ નહીં, એની પદાવલીમાં ભાવોન્મેષ ઉપરાંત સંગીતનો ખાસ ગુણ છે. અને તેથી એનાં કાવ્યો ઉત્કૃષ્ટ બને છે. રસ ઉત્પન્ન

કરવાની એમાં શક્તિ છે. અગાઉની માફક જ આજે પણ તે એટલાં જ સરસ અને મધુર લાગે છે. સંભવ છે કે આજ સ્થિતિ ભવિષ્યમાં પણ રહેશે કારણ કે એમાં ચિરંજીવ તત્ત્વો છે. હિંદી કવયિત્રીઓમાં મીરાંનું સ્થાન મોખરાનું છે એ બાબતમાં શંકા નથી

મીરા ગિરિધર ગોપાલની અનન્ય ભક્તિમાં તલ્લીન રહેતી હતી. એનામાં માનસિક કે સાંપ્રદાયિક સંકુચિતતા ન હતી. તત્કાલીન સંપ્રદાયોમાંથી મીરાં કોઈપણ એક જ સંપ્રદાયની હતી એમ નહીં કહી શકાય. સંભવ છે કે જયમલ્લની જે કુંવારી બહેનનો ઉલ્લેખ મેડતાના વાણિયા હરિદાસની વાર્તામાં ૨૫૨ વૈષ્ણવની વાર્તામાં આવે છે તે મીરાંબાઈ જ હોય. જો આ અનુમાન સત્ય ઠરે તો કહી શકાય કે તે વલ્લભ સંપ્રદાયના ગોસાંઈજીની શિષ્યા જેવી બની ગઈ હતી બાલકૃષ્ણની અપાર ભક્તિ પણ મીરાં પર વલ્લભ સંપ્રદાયની અસર હોવાનું સૂચવે છે. આ વાતથી એ પણ સ્પષ્ટ થાય છે કે જયમલ્લની બહેને શ્રીમદ્ભાગવતનો સંસ્કૃતમાં સારો અભ્યાસ કર્યો હતો. એમ લાગે છે કે તેણે ગુરુદીક્ષા લીધી ન હતી તેથી પુષ્ટિમાર્ગીય ભક્તોની યાદીમાં તેનું નામ નથી. એટલું જ નહીં પણ ૮૪ વૈષ્ણવોની વાર્તાઓમાં જે અનુશ્રુતિ છે તે પ્રમાણે વલ્લભમતના અનુયાયી રામદાસે મીરાનો સાથ એટલા ખાતર છોડ્યો હતો કે મીરાંએ આચાર્ય મહાપ્રભુના પદો સિવાયનાં બીજાં પદો ગાવાની ચેષ્ટા કરી. રામદાસને આમાં મહાપ્રભુની અવહેલના દેખાઈ. પોતાનો એક ભક્ત—ગોવિન્દ દુબે મીરાંબાઈનો મહેમાન બન્યો છે એવા સમાચાર મળતાં ગોસાંઈજીએ પત્રદ્વારા તેને મીરાંને ત્યાંથી ચાલ્યા જવાની આજ્ઞા કરી. મીરાંએ તેને સમજાવવાનો ઘણો પ્રયત્ન કર્યો છતાં પત્ર મળતાં જ તે ચાલી નીકળ્યો. કૃષ્ણદાસ અધિકારી નામના પુષ્ટિમાર્ગીય ભક્તે તો મીરાંને સ્પષ્ટ કહી દીધું કે હું તારી ભેટ એટલા ખાતર નથી સ્વીકારતો કે તું આચાર્ય મહાપ્રભુની સેવક નથી. આ અનુશ્રુતિઓ દ્વારા એટલું સ્પષ્ટ જણાય છે કે મીરાં વલ્લભ સંપ્રદાયની ગણાતી નથી.

મીરાંની ગણના નિમ્બાર્ક કે ચૈતન્ય સંપ્રદાયમાં ન જ કરી શકાય. એનામાં ગોપીભાવ તો ચોક્કસ હતો જ પણ એનાં ભજનોમાં રાધાનું મહત્વ ક્યાંય દેખાતું નથી. એક બે સ્થળે રાધાનું નામ અવશ્ય મળે છે. પરંતુ એનો પ્રયોગ સામાન્ય ઢબનો છે. જીવ ગોસ્વામી સાથે મીરાંની જે વાતચીત થઈ તેમાથી પણ એ જ ધ્વનિ નીકળે છે કે મીરાંએ ચૈતન્ય સંપ્રદાયની દીક્ષા લીધી ન હતી.

મીરાંનો સંપર્ક નિર્ગુણવાદી સંતોની સાથે થયો હોવાનો સંભવ છે. પણ મીરાંના ઉપાસ્ય દેવ તથા એની ઉપાસના અને સાધનાને કારણે એ સ્પષ્ટ છે કે એના પર નિર્ગુણ વિચારધારાની અસર નહીવત હતી. રૈદાસની શિષ્યા હોવાની વાયકા પણ કપોલકલ્પિત લાગે છે. ત્યાગ તથા વિરાગની વૃત્તિ કેવળ નિર્ગુણ ઉપાસકોની જ વિશિષ્ટતા નથી. વૈષ્ણવ સંપ્રદાયમાં પણ ત્યાગ તથા વિરાગની વૃત્તિ કેવળ નિર્ગુણ ઉપાસકોની જ વિશિષ્ટતા નથી. વષ્ણવ સંપ્રદાયમાં પણ ત્યાગીઓ અને વૈરાગીઓની કમી નથી. **'सीलसंतोपकी केसर घोली प्रेमप्रीति पिचकार रे....घटके पट सब खोल दिये हैं लोकलाज सब डार रे'** આ પદ જેટલું વૈષ્ણવ સંપ્રદાયનું હોઈ શકે એટલું જ કોઈ પણ બીજા સાધુ કે સંતના મતનું પણ હોઇ શકે. રોમેરોમ વીધી નાખનાર રાગરંગનો અનુભવ કૃષ્ણનો ઉપાસક એની નિત્ય અને શાશ્વત લીલામાં કર્યા કરે છે. ગીતોની એક બે રહસ્યાત્મક કડીઓને આધારે કોઈ નિશ્ચયાત્મક વાત રજૂ ન કરી શકાય.

ઉપર્યુક્ત વિવેચન દ્વારા એટલું જણાશે કે મીરાં કોઈ ખાસ સંપ્રદાય સાથે સંબંધ ધરાવતી ન હતી એણે તો કૃષ્ણ સાથે પોતાનો સંબંધ સીધે સીધો જ પ્રસ્થાપિત કર્યો હતો એની ભક્તિ મોટે ભાગે વિયોગાત્મક હતી. કોઈ શુભ ક્ષણમાં કે સ્વપ્નમાં મીરાં કૃષ્ણની ઝાંખી કરતી. કોઈ કોઈ વાર કૃષ્ણ સાથે ક્રીડાનો પણ અનુભવ કરી લેતી. પરંતુ સામાન્ય રીતે તો મીરાં વિયોગદશાના પ્રેમના માધુર્યથી

ઉન્મત્ત અને છકેલી બની ક્યારેક આસુઓની માળા પરોવતી રહેતી, ક્યારેક કોયલની માફક કુહુ ઊઠતી, ક્યારેક મોરની માફક નાચી ઊઠતી ક્યારેક મૂગી મૂગી, તો ક્યારેક બોલીને ઉદ્વેગપૂર્વક રાતની રાત કૃષ્ણની વાટ જોતી અને તલસતી, રડતી જ રહેતી. આ રીતે એ 'सखि निर्भरानुरागात्प्राप्तोयं निखिलगोपिकैकात्म्यम्' એ કથનને ચરિતાર્થ કરતી પ્રેમોન્માદનુ લૌકિક રૂપ જ આતર તથા બાહ્ય જીવનમાં વિપ્લવ લાવવાની શક્તિ ધરાવે છે. તે પ્રેમીને બાહ્ય જગતમાથી ખેચીને માનસિક કાલ્પનિક, આતરિક લોકમા કોણ જાણે ક્યાયે, ઘુમાવતો રહે છે. તો પછી જો આ અલૌકિક લોક તથા

आरक्तदीर्घनयनो मदनाभिरामः
कन्दर्पकोटिललित वपुरादधानः।
भूयात्स मेऽद्य हृदयांबुरुहाद्वर्ती
वृन्दाटवी नगर नागर चक्रवर्ती।

-ના અપાર અનિર્વચનીય સૌન્દર્ય, લાલિત્ય, લાવણ્ય અને માધુર્યની છટા જેના સ્વપ્ન અથવા કલ્પનામા ઝળહળે છે તેને આત્મસ્મૃતિ માટે અથવા સીમાગ્રસ્ત બુધ્ધિના સચારવાળા ચચળ જ્ઞાનને માટે સ્થાન જ રહેતુ નથી. તે તો ચકિત અને કૃતાર્થ બની મસ્તીમાં જ રહે છે. એને માટે તો કાજ, લાજ, સમાજ લોક, પરલોક, પોતાનુ, પારકુ વગેરે જીવનના જેટલા વ્યાપાર છે તે બધા મશ્કરી રૂપ બની જાય છે. એના મનોવૃત્તિ વિશ્વાસ અને સદર્શન કર્ઇનાં કઈ બની જાય છે. એને સાક્ષાત્ અનુભવ થાય છે કે

सौन्दर्यं निजहृद्गतं प्रकटितं स्त्रीगूढभावात्मकम्
पुंरूपं च पुनस्तदन्तरगतं प्रावीविशत्स्वप्रिये
संश्लिष्टावुभयोर्बभौ रसमयः कृष्णो हि तत्साक्षिकम्
रूपं तत्त्रितयात्मकं परमभिध्येयं सदा वल्लभम्।

મીરાંબાઈ પણ એ જ તરફ જઈ રહી હતી જ્યાં જીવન મરણ, દેશકાલ, રાતદિવસની સમસ્યા જ નથી. એની ઐહિક લીલા ક્યારે અને કેમ સમાપ્ત થઈ તેની ખોજ ઇતિહાસ કોણ જાણે ક્યાં સુધી કરતો રહેશે! શ્રદ્ધાળુ ભક્તોની અનુશ્રુતિ પરંપરા તો એ જ કહેતી ચાલી આવી છે કે મીરાંને રણછોડજીએ સદેહ પોતાની મૂર્તિમાં સમાવી લીધી. પ્રેમસાગરમાં ડૂબી જઈને શ્રી ગૌરાંગની માફક મીરાં અમર બની ગઈ અને પોતાની અક્ષય કીર્તિરૂપી ચાંદનીથી હિંદી સાહિત્ય, સભ્યતા અને હિન્દુ સમાજને પ્રકાશિત કરતી ગઈ. મીરાંએ દાસ્ય, સખ્ય, અને દાંપત્ય ભાવો દ્વારા સાયુજ્યતાનું સૌભાગ્ય પ્રાપ્ત કરી લીધું, જેને પરિણામે વિયોગ અક્ષય સંયોગમાં પરિણમ્યો અને સાધના સિદ્ધ થઈ ગઈ.

( બંગીય હિન્દી પરિષદ દ્વારા પ્રકાશિત 'મીરા સ્મૃતિ ગ્રંથ'ની રામપ્રસાદ ત્રિપાઠીએ લખેલ 'ભૂમિકા'માંથી' )

❀

# મીરાંની અસાંપ્રદાયિકતા

હિન્દીના જુદા જુદા સંમાનિત પંડિતોએ મીરાં અંગે જે વિવેચન કર્યું છે, તેમાં એક ખાસ પ્રવૃત્તિ જણાય છે. તે એ કે તેઓ મીરાંને વૈષ્ણવ કે ભક્તિ સંપ્રદાયની કોઈને કોઈ ખાસ પરંપરામાં સમાવવા ઇચ્છે છે. આ પ્રવૃત્તિને લીધે કોઈ મીરાં ઉપર નિમ્બાર્કની અસર દેખે છે તો કોઈ વિષ્ણુસ્વામીની. કોઈ કોઈ મીરાંને વલ્લભ સંપ્રદાયની માને છે. પરંતુ ધર્મ અથવા કાવ્યપરંપરાની કોઈ પણ દૃષ્ટિએ મીરાંને કોઈ ખાસ સંપ્રદાયની ગણવામાં અમને કશી સાર્થકતા જણાતી નથી. પોતાનાં એકેક પદોમાં મીરાંએ જાતે સંત સાધક રૈદાસને પોતાના ગુરુ કહ્યા છે. પરંતુ એને આધારે મીરાંને કોઈ ખાસ સંપ્રદાયની ગણી લેવાનું યોગ્ય નથી અમને લાગે છે કે રૈદાસના સંપર્કથી મીરાંએ કોઈ સાધનપ્રણાલી પ્રાપ્ત કરી હશે, જે મધ્યયુગના સાધકોમાં સામાન્ય રીતે પ્રચલિત હતી કે થઈ હશે.

સાચી વાત તો એ છે કે મીરાંનાં ગીત ઉન્મુક્ત આકાશમાં વિહાર કરનારા સ્વચ્છંદ પક્ષીઓના ગાન છે. એમાં સાંપ્રદાયિક પરંપરાની ચેષ્ટા અસંગત છે. પરંતુ આપણી પાંડિત્યપૂર્ણ બુદ્ધિનો એ સાધારણ ધર્મ છે કે તેને સ્વચ્છંદ પક્ષીને આકાશમા સ્વચ્છંદ વિહાર કરતા જોઈ તૃપ્તિ થતી નથી. જે તે રીતે તેને કોઈ મતવાદના પાંજરામાં પૂરીને જ આપણને સંતોષ થાય છે આથી મીરાંનો સંસ્કારરહિત સ્વાધીન પ્રેમ અથવા એની સ્વચ્છંદ કવિપ્રેરણા આપણને કોઈ પણ રીતે ગ્રાહ્ય ન થતાં આપણે મીરાંને સંપ્રદાયના આવરણમાં ઢાંકી દેવા ઇચ્છીએ છીએ.

પરંતુ, આ બાબતમાં પણ એક વાત ધ્યાનમાં રાખવાની છે. સાહિત્યિક સ્વાધીનતાનો અર્થ એવો નથી કે વ્યક્તિગત કવિનું અસ્તિત્વ વિશાળ સમાજના અસ્તિત્વથી સાવ જુદું જ હોય. કવિની કાવ્યસૃષ્ટિમાં એના વ્યક્તિત્વના પ્રાકટ્યની સરખામણીમા સમાજનું પ્રાકટ્ય વધારે પ્રમાણમાં થાય છે. આ બાબત ભલે તર્કનો વિષય હોય પણ સમાજની પોતાની મહત્તા હોવા છતાં પણ વ્યક્તિના અસ્તિત્વને તેનાથી સાવ છૂટું તો નહીં જ પડાય. એ અંગે મતભેદ નથી. મીરાંનાં ભજનોમાં પણ આપણને બરાબર આ જ દેખાય છે. એમાં મીરાંના સ્વચ્છંદવિહારી પક્ષીના સ્વરની સાથે રાષ્ટ્રજીવનનાં ધર્મ, સાહિત્ય તથા ઐતિહાસિક પૃષ્ઠભૂમિ પણ સંકળાયેલ છે. જાણે કે અજાણે મીરાંનું મન પોતાની ચારે બાજુ ફેલાયેલા અનેક ભાવ, વિચાર, અને પ્રચલિત ભાષારૂપોને સ્વીકારી જ લે છે. મીરાએ મધ્યયુગના સંત સાધકો અને વૈષ્ણવ ભક્તોના સત્સંગ દ્વારા ઘણું ઘણુ ગ્રહણ કર્યું. હતું. સંભવિત છે કે અનેક પ્રાચીન વિચારધારાઓ પણ એના વિચારોમા મળી ગઈ હોય. એથી અનેક સાધક અને કવિઓ સાથે મીરાંની સમાનતા છે. અભિવ્યક્તિની દૃષ્ટિએ કંઇક એવું લાગે છે કે મીરાંનું પોતાનું સ્થાન સ્વતંત્ર અને અલગ છે. પરંતુ જરા વધુ ધ્યાન આપતા જણાય છે કે એની ઉક્તિઓમાં કેટલીય એવી છે કે જે મધ્યકાલીન સાધકોની ઉક્તિઓ સાથે સામ્ય ધરાવે છે...... એનું કારણ એ છે કે એનો ઉદ્ભવ ભારતીય ધર્મ અને સાહિત્યના એક જ ભંડારમાથી થયો છે અને કવિઓએ, જાણતાં કે અજાણતા, એ ભંડારમાંની પ્રચલિત ભાવભંગીઓ ગ્રહણ કરી છે.

મીરાંબાઈના પદોમા ક્યાંક ક્યાંક મધ્યયુગના પ્રસિદ્ધ સંત કવિઓની ઉક્તિઓની ઝલક પણ દેખાય છે...ક્યાંક ક્યાંક કેટલીક ભાવનાઓ અને સાધનાનું પણ સામ્ય જોવામાં આવે છે. સંત કવિઓની એક ખાસિયત એ હતી કે તેઓ ધર્મના ક્ષેત્રમાં સહજપંથી હતા; એટલે કે પાંડિત્ય,

શાસ્ત્ર, જ્ઞાન તથા ભિન્નભિન્ન આચાર ને અનુષ્ઠાનો દ્વારા મનુષ્યની ધાર્મિક ભાવનાઓને બંધનમાં જકડી રાખવા તેઓ ઇચ્છતા ન હતા. સહજ પ્રેમની સાધના દ્વારા તેઓ જીવને બંધનમાંથી મુક્ત કરવા ઇચ્છતા હતા. આ જ વાત મીરાંનાં પદોમાં પણ મળે છે,—આ દૃષ્ટિએ મીરાં પણ રાગાનુગામિની સાધિકા હતી...નીચેનું એક પદ બંગાળમાં અત્યંત પ્રસિદ્ધ છે :

નિત નહાન હરિ મિલે તો જલજન્તુ હોઈ.
ફલમૂલ ખાકે હરિ મિલે તો બાદુર બંદરાઇ.
તિરન–ભખનસે હરિ મિલે તો બહુત મૃગ અજા
સ્ત્રી છોડકે હરિ મિલે બહુત રહે ખોજા.
દૂધ પીકે હરિ મિલે તે બહુત વત્સબાલા.
મીરાં કહે બિના પ્રેમસે ન મિલે નંદલાલા.

આ પદ મીરાંનું હોય કે ન હોય પણ એ પદનો ધ્વનિ તો સ્પષ્ટપણે મીરાંનો જ છે. આ ભાવનાને આપણે ભારતના 'સહજિયા' સંપ્રદાયની ભાવના કહીએ છીએ. વિવિધ યુગોમાં, વિવિધ પ્રાન્તોના 'સહજ સંપ્રદાય'ના સાધકોનાં ગીતોમાં આ સ્વર આપણે સાંભળીએ છીએ. બૌદ્ધ સહજિયા પંથના પદોથી માંડી વિવિધ ભાવ અને પ્રણાલીઓના માધ્યમ દ્વારા સંત અને સૂફી કવિઓનાં પદોમાં તથા બંગાળના વૈષ્ણવ–સહજિયા અને બાઉલપંથીઓના ગીતોમાં પણ આ જ ભાવ આપણને મળે છે.

એનો જ આભાસ મધ્યયુગના સાધકોની 'શબ્દ સાધના' ( અનાહત યોગ ) તથા અન્ય પ્રકારની યોગસાધના કરનારાઓનાં બે–ચાર પદોમાં પણ મળે છે. આ સાધનાપ્રણાલી એ સમયે અહીંના યોગીઓની સામાન્ય સાધનપદ્ધતિ હતી. બંગાળના બાઉલ, સૂફી અને નાથપંથી સાધકોના ગ્રંથોમાં, પણ એ જ સાધનાના વિવિધ ઉલ્લેખ મળે છે.

સંત કવિઓની માફક મીરાંબાઈએ અનેક સ્થળે પોતાના પરમ

પ્રેમાસ્પદને 'રામ' નામે સંબોધ્યા છે. આ રામ તે વિષ્ણુના અવતાર રામ નથી, પરંતુ આપણા અંતર્યામીને રૂપે રાતદિવસ જે સાથે રહે છે અને આપણી સાથે રમણ કે લીલા કરે છે તે રામ છે. કબીર દાદૂથી માંડી શીખ લોકોના ગુરુ નાનક સાહેબે પણ આ જ વ્યાપક અર્થમાં 'રામ' શબ્દનો ઉપયોગ પોતાના અનેક દુહા અને પદોમાં કર્યો છે...

મીરાંની વિશિષ્ટતા તે એની પ્રેમસાધના છે આ પ્રેમસાધનાને કારણે એને નિમ્બાર્ક, વિષ્ણુસ્વામી, વલ્લભ વગેરે સંપ્રદાયોમાં સામેલ કરવાના પ્રયત્નો થયા છે, પરંતુ સાંપ્રદાયિકતાના રંગથી અસ્પૃષ્ટ એવાં મીરાંનાં પદોના વિવેચનથી એ સ્પષ્ટ થઈ જાય છે કે તે સંપ્રદાયથી પૂર્ણપણે મુક્ત હતી. નિમ્બાર્ક, વિષ્ણુસ્વામી અને વલ્લભ સંપ્રદાયનો આધાર તે રાધાકૃષ્ણની ભક્તિ. આથી મીરાંને આ સંપ્રદાયો સાથે જોડવાની ચેષ્ટા યોગ્ય લાગતી નથી. વાસ્તવમાં મીરાંનાં પદ રાધાકૃષ્ણની પ્રેમલીલાના આધાર પર રચાયાં નથી. બલ્કે, મીરાંનાં ભજનોમાં ઉલ્લેખ પામેલ એના 'રમૈયા' કે 'ગિરધારી'નો વ્યક્તિગત અપાર વિરહ જ એની પ્રેરણાનો આધાર છે. આ વાતને હજી પણ વધારે સ્પષ્ટ કરી શકાય.

રાધાકૃષ્ણની પ્રેમલીલા ઉપર વૈષ્ણવ કાવ્યની સર્વપ્રથમ સૃષ્ટિ જયદેવના ગીતગોવિંદમાં થઈ હતી. એ સમયે બંગાળમાં વૈષ્ણવ ધર્મનું જે ઉત્થાન થયું હતું તેનો મુખ્ય આધાર રાધાકૃષ્ણનો પ્રેમ હતો. આ જ રાધાકૃષ્ણના પ્રેમને લઈ ને બંગાળમાં એક ખાસ દાર્શનિક દૃષ્ટિકોણ તથા સાધનામાર્ગ ઊભો થયો હતો. આ નવીન દૃષ્ટિકોણની પૃષ્ઠભૂમિ નિત્યલીલા હતી. એ લીલાનો રસાસ્વાદ કરવો એ જ સૌ સાધકોનું લક્ષ્ય હતું. બંગાળના સમસ્ત વૈષ્ણવ કાવ્યનો આધાર છે આ નિત્ય લીલા. એથી એ નિત્યલીલાને બરાબર સમજી લેવી જોઇએ.

ગૌડીય વૈષ્ણવ મત પ્રમાણે પૂર્ણ ભગવાન શ્રીકૃષ્ણની ત્રણ શક્તિઓ છે: અંતરંગિની સ્વરૂપા શક્તિ, તટસ્થા જીવશક્તિ, અને બહિરંગિની માયાશક્તિ સ્વરૂપા શક્તિને આધારે તે સ્વરૂપમાં નિવાસ કરે છે, સ્વરૂપને જાણે છે, અને સ્વરૂપનો જ આસ્વાદ કરે છે. જીવશક્તિને આધારે તે જીવોના સર્જક છે, અને એની આશ્રયભૂત માયાશક્તિ આ બાહ્ય વિશ્વની રચના કરનાર છે. શ્રીકૃષ્ણના સ્વરૂપની ત્રણ વિભૂતિઓ છે– સત્ ચિત્ અને આનંદ. આ ત્રણે વિભૂતિઓની આશ્રિતા એની સ્વરૂપાશક્તિ ત્રણ પ્રકારની છે 'સત્' અંશને લઈને તે 'સંધિની' છે, 'ચિત્' અંશને લઈને 'સમવેત' કારિણી છે, અને 'આનંદ' અંશને લઈને આહ્લાદિની છે. આ આહ્લાદિની શક્તિના દેહરૂપનું નામ રાધા છે. વાસ્તવમાં રાધાનું કશુ અલગ અસ્તિત્વ નથી. એ કેવળ 'कृष्ण-प्रणय-विकृतिर्ह्लादिनी शक्ति' છે. આનંદમય પ્રેમમય પુરુષ શ્રીકૃષ્ણ પોતાની આહ્લાદિની શક્તિને જ જાણે પોતાનાથી છૂટી પાડીને રાધા દ્વારા પોતાના જ માધુર્ય રસનો આસ્વાદ લે છે. એણે પોતાને જ આસ્વાદ્ય અને આસ્વાદકમા વિભક્ત કરી નાખેલ છે. પોતાને જ આ પ્રકારે બે વિભાગમા વહેંચી નાખી, ગોલોક ધામ વૃંદાવનમાં એની આત્મરતિની નિત્યલીલા નિરંતર થતી રહે છે. રાધાકૃષ્ણની લીલાનું આ જ મૂળ તત્ત્વ છે. બંગાળના વૈષ્ણવજન એને મળી એનામાં એકાકાર થવાની આકાંક્ષા કદી સેવતા નથી તેઓ તો કેવળ રાધાકૃષ્ણની નિત્યલીલાના રસનો સખી કે સહચરને ભાવે આસ્વાદ કરવા ઇચ્છે છે. આ લીલારસનો આસ્વાદ જ એમના જીવનની એક માત્ર કામના છે. બંગદેશના વૈષ્ણવ કવિ પણ આ જ આદર્શથી પ્રેરાયા છે બંગાળના આદિવૈષ્ણવ કવિ જયદેવે પોતાના પહેલા જ શ્લોકમાં કહ્યું છે.– राधामाधवयोर्जयन्ति यमुनाकूले रहः केलय I 'યમુનાના તટ ઉપર થનાર રાધામાધવના કેલિસમુચ્ચયનો જય હો.' આ જ લીલાનું કીર્તન તથા દૂરથી એ લીલાનું આસ્વાદન એ જ આ કથાનું મૂળ છે. બંગાળના ચંડીદાસે પણ કહ્યું છે–રાધાકૃષ્ણનું જ્યારે વૃંદાવનની કુંજમા મિલન

થાય છે ત્યારે 'પાશે રહુ ચંડીદાસ'; એક કિનારે બેસી એ પણ એ જ લીલાનું આસ્વાદન કરે છે. ચૈતન્યની પછીના સમયના કવિઓની આ જ મુખ્ય વિચારધારા છે. એથી આ કવિઓની કવિતામાં જે પ્રેમલીલા અને વિરહ તથા મિલનનું દર્શન થાય છે તે કવિના વ્યક્તિગત જીવનના વિરહ અને મિલનનો ધ્વનિ નથી, પરંતુ તે છે રાધા અને કૃષ્ણના વિરહ તથા મિલનનો ધ્વનિ. અન્તે કવિહૃદયની પોતાની અંતરવ્યથા રાધા અને કૃષ્ણના પડદા પાછળ ઢંકાઈ ગઈ છે. મિથિલાનો કવિ વિદ્યાપતિ, સૂરદાસ તથા અષ્ટ છાપના બીજા કવિઓ આ જ લીલારસના આસ્વાદક તથા પ્રચારક હતા. પરંતુ આ સ્થળે વૈષ્ણવ કવિઓનો વિચાર કરતાં મીરાંબાઈ અને બીજા વૈષ્ણવ કવિઓ વચ્ચે મૂળભૂત તફાવત દેખાય છે. મીરાંની પોતાની અંતરવેદના રાધાકૃષ્ણની પ્રેમલીલાના આવરણમાં લેશ માત્ર પણ ઢંકાઈ ગઈ નથી. મીરાંએ જે પ્રેમનો ઉલ્લેખ કર્યો છે તે એના પોતાના જ 'પ્રિયતમ'ને મારેનો પ્રેમ છે અને તે 'પ્રીતમ' એનો 'જનમજનમનો સાથી' છે. મીરાંના ગાનમાં ખુદ પોતાનો અનુભવ જ પ્રત્યક્ષ થાય છે, બીજા વૈષ્ણવ કવિઓમાં તેવું નથી. આ જ કારણે પ્રેમના તરસ્યા સાધુસંત જ્યારે ભજન ગાવાની ઇચ્છા કરે છે ત્યારે સ્વાભાવિક રીતે જ મીરાંનાં ભજન ગાય છે. બંગાળમાં પણ વિવિધ પ્રકારનાં ભજન કીર્તનો પ્રચલિત છે, અને વૈષ્ણવ સમાજમાં વૈષ્ણવ કવિઓના લીલા કીર્તનને પણ વિશેષ આદર મળે છે. ધર્મ-સભાઓમાં ભજનગાનનો અર્થ 'મીરાંનાં ભજનો' એવો જ થાય છે.

મીરાંનાં ભજનોની સમીક્ષા કરીએ તો જણાય છે કે એણે રાધાનો ઉલ્લેખ બહુ ઓછો કર્યો છે. બે એક પદોમાં જ રાધાનો ઉલ્લેખ મળે છે, કયાંક બીજાં બે એક સ્થળે રાધાનો આભાસ છે. અને જ્યાં રાધાનો ઉલ્લેખ આવે છે ત્યાં પણ રાધાકૃષ્ણની પ્રેમલીલાના આસ્વાદનની કોઈ વાત નથી. ગોપાળ કૃષ્ણની લીલાઓના વર્ણનમાં જ એવા ઉલ્લેખ મળે છે. જેમ કે–

આલી મ્હાંને લાગે વૃંદાવન નીકો.

કુંજન કુંજન ફિરત રાધિકા સબદ સુનત મુરલી કો.
મીરાંકે પ્રભુ ગિરધર નાગર ભજન બિના નર ફીકો.

અથવા—

હમરો પ્રનામ બાંકે બિહારી કો.

મોર મુકુટ માથે તિલક વિરાજે કુંડલ અલકા કારી કો.
અધર મધુર પર બંસી બજાવૈ રીઝ રિઝાવૈ રાધા પ્યારી કો.
યહ છવિ દેખ મગન ભઈ મીરાં મોહન ગિરવરધારી કો.

અથવા—

માઈરી મૈં તો ગોવિંદ લીનો મોલ.

કોઈ કહે ઘરમેં, કોઈ કહે વનમેં, રાધાકે સંગ કિલ્લોલ.
મીરાં કૂં પ્રભુ દરસણ દીજ્યો, પૂરવ જનમકો કોલ.

બેએક પદોમાં જો કે મીરાંએ રાધાનો સ્પષ્ટ ઉલ્લેખ નથી કર્યો, પોતાની જ પ્રેમવિહ્વળતાનું વર્ણન કર્યું છે; છતાં એની વર્ણનભંગીમાં રાધાનો આભાસ તો છે જ. જેમ કે—

નૈના લોભી રે બહુરિ સકે નહિ આય.

રોમ રોમ નખસિખ સબ નિરખત, લલચ રહે લલચાય.
મૈં ઠાઢી ગૃહ આપણે રે, મોહન નિકસે આય;
સારંગ ઓટ તજે કુલ અંકુસ, વદન દિયે મુસકાય.
લોક કુટુંબી બરજ બરજહી, બતિયાં કહત બનાય;
ચંચલ ચપલ અટક નહિ માનત, પર હાથ ગયે બિકાય.
ભલી કહો કોઈ બૂરી કહો મૈં, સબ લઈ સીસ ચઢાય;
મીરાં કહે પ્રભુ ગિરધરકે બિન, પલભર રહ્યો ન જાય.

આમાં મીરાંનો પ્રેમ તથા તેની અભિવ્યક્તિ પોતે જ બીજા વૈષ્ણવ કવિઓ દ્વારા વર્ણવાયેલ રાધા–પ્રેમની સ્મૃતિ જાગૃત કરી દે છે. પરંતુ એમાં વિશેષતા એ છે કે અહીં મીરાં જાતે જ રાધા છે, રાધાના રૂપમાં જ એની સાધના છે. એક તો ચૈતન્ય મહાપ્રભુએ રાધાની ભાવનાથી સ્ફુરણા મેળવી કૃષ્ણચિંતન કર્યું હતું અને બીજું મીરાંએ પણ રાધાના જ ભાવથી કૃષ્ણની સાધના કરી હતી અને એ જ ભાવથી પ્રેરાઈ એણે સંગીતરચના કરી હતી... મીરાંની આ રાધાભાવની પ્રેરણા જ એના સંગીતમાં અસાધારણ રૂપમાં દેખાય છે આ જ કારણે સંપ્રદાયમાં બંધાયેલા નહિ એવા ઉન્મુક્ત અન્ય વૈષ્ણવોની વેદનાની સાથે મીરાંની વેદનાપૂર્ણ ભાવનાનું કુદરતી સામ્ય સ્થિર બને છે. એથી રાધાની ભાવનાની એકાંતિક પ્રેરણાથી પ્રેરાઈને વૈષ્ણવ પદાવલીમાં વર્ણવેલ વિરહ–ઉન્માદિની મહાભાવસ્વરૂપા રાધાની માફક તે કહે છે–

સખી મેરી નીંદ નસાની હો.
પિયા કો પંથ નિહારતે, સબ રૈન બિહાની હો.
સખિયન મિલકે સિખ દઈ, મન એક ન માની હો.
બિન દેખે કલ ના પડે, જિય ઐસી ઠાની હો.
અગન છીન વ્યાકુલ ભઈ, મુખ પિય પિય બાની હો.
અન્તર વેદન વિરહકી વહ પીર ન જાની હો.
જ્યોં ચાતક ઘનકો રટૈ, મછરી જિમિ પાની હો.
મીરાં વ્યાકુલ વિરહિની, સુધબુધ વિસરાની હો.

એ જ વિશ્વમાનવના પરમ દીન વિરહિત વિરહી હૃદય સાથે મીરાંનો હૃદયનો એક ઘનિષ્ઠ સંબંધ થઈ જાય છે. રાધાની ભાવનાથી પ્રેરાઈને મીરાં કહે છે—

મૈં હરિ બિનુ કૈસે જિઊં રી માય.
પ્રિય કારન જગ–બૈરી ભઈ, જસ કાઠઈ ઘુન ખાય,

ઔષધ મૂલ ન સંચરે, મોહિ લાગો બૌરાય.

... ... ... ... ...

પ્રિય ઢૂંઢન બન બન ગઈ, કહૂં મુરલીધુન પાય;
મીરાંકે પ્રભુ લાલ ગિરધર, મિલિ ગયે સુખદાય.

રાધાના આ ભાવની ભીતરમાંથી મીરાંના સંગીતમાં એક બીજી વિશિષ્ટતા સ્ફુટ થાય,છે અને તે છે એના પ્રેમવર્ણનની વિશુદ્ધતા. બીજા કવિઓ વૃંદાવનની રાધા અને કૃષ્ણની નિત્યલીલાનું વર્ણન કરતાં કરતાં પણ એના માધ્યમદ્વારા કેવળ મર્ત્ય નરનારીઓની પ્રેમલીલા વ્યક્ત કરે છે. અને ત્યાં પણ એમણે 'પરકીયા' પ્રેમને જ પ્રાધાન્ય આપ્યું છે. 'પરકીયા' પ્રેમના આદર્શનો આધાર લઈ જે કાંઈ કવિત્વ-પૂર્ણ પ્રેમનું વર્ણન કર્યું છે તેમાંથી મર્ત્ય પ્રેમની સ્થૂલતાની ઝલક નિર્મૂળ થઈ શકી નથી. વાસ્તવમાં વયઃસંધિ, સંભોગ અને રસોદ્ગારનાં બધાં પદોને 'અપ્રાકૃતિક' (?) વૃંદાવનની સામગ્રી કહીને સ્વીકારી લેવાનો બહુ સંભવ નથી. પરંતુ મીરાંનો પ્રેમ પ્રત્યેક સ્થળે 'તપ્ત સુવર્ણ' જેવો છે. આ બધાને 'અપ્રાકૃતિક' ધામની જ વસ્તુ કહી ગ્રહણ કરી લેવું તે મનને માટે અત્યંત સ્વાભાવિક છે.

મીરાંબાઈનાં પદોનું દક્ષિણ ભારતના આલવારોનાં ભક્તિગીતો સાથે સ્વાભાવિક સામ્ય છે. ઇસવીસનની ચોથી અને આઠમી સદી વચ્ચે આ પ્રસિદ્ધ વૈષ્ણવગણ દક્ષિણમાં પેદા થયો. તેઓ પણ પ્રસિદ્ધ કવિ અને વૈષ્ણવ હતા અને મધુર રસના જ ઉપાસક હતા. આ ભક્ત કવિગણ વિષ્ણુને નાયકરૂપે માનતા હતા; ને પોતાની જાતને નાયિકા રૂપે ગણીને ભગવાનની સેવામાં પ્રેમનિવેદન કરતા હતા. એમાં રાધા-કૃષ્ણની પ્રેમલીલાનો કોઈ પ્રશ્ન નથી—વિષ્ણુના મહિમાનું વર્ણન કરતી વખતે એના જુદા જુદા અવતારોમાં કરાયેલાં અનેક કર્મોનો સમાવેશ કરવામાં આવ્યો છે; અને ત્યાં પ્રસંગક્રમ પ્રમાણે વૃંદાવનની ગોપીઓની સાથે ગોપાલકૃષ્ણના રૂપમાં કરાયેલી પ્રેમલીલાનો ઉલ્લેખ છે...

વિભિન્ન યુગોના ભિન્નભિન્ન ભક્તકવિઓની સાધનાની પૃષ્ઠભૂમિ પર રચાયેલ છતાં મીરાંની પ્રેમમૂર્તિ પોતાની સ્વતંત્રતા અને મહિમાથી દેદીપ્યમાન છે એ મહિમાની છાપ આખા ભારતવર્ષના તમામ ભક્ત અને સાહિત્યાનુરાગીઓના મન પર પડી છે સાહિત્યની સાથે ધર્મનું અવિચ્છિન્ન બંધન ભારતીય સાહિત્યની એક મોટી વિશિષ્ટતા છે. એ બંધન કેટલું ગાઢ અને મધુર હોઈ શકે તેનો સ્પષ્ટ પરિચય આપણને મીરાંના સંગીતમાં મળે છે.

( 'મીરા સ્મૃતિગ્રંથ'માં પ્રગટ થયેલ શ્રી સુરેન્દ્રનાથ સેનના વિસ્તૃત લેખમાંથી સંક્ષેપ. )

# 'મીરાંબાઈ' નામની વ્યુત્પત્તિ

(૧) સ્વ. ડૉ. પીતાંબરદાસ બડથ્વાલે મીરાંના નામની ચર્ચા પહેલ-વહેલી ઉપાડી હતી.[૧] એમની માન્યતા મુજબ 'મીરાં' ઉપનામ છે. એ શબ્દ એમને વિદેશી લાગે છે. સંસ્કૃતમાં 'મીર' શબ્દ 'સાગર'ના અર્થમાં છે. એટલે તે ઉપરથી મીરાં શબ્દ આવવો શક્ય નથી. ફારસીમાં 'મીર' શબ્દ એ અર્થમાં છે પણ વિરલ વપરાશનો. અરબીમાં 'અમીર' શબ્દનુ ટૂંકું રૂપ 'મીર' થાય છે અને તે શુદ્ધ વંશના સૈયદોના નામની આગળ લગાડવામાં આવે છે. 'મીર'નુ ફારસી બહુવચન 'મીરા'. કબીરજીએ મીરાં શબ્દ પોતાના ત્રણ ચાર દોહામા પ્રયોજ્યો છે,[૨] ત્યાં એનો અર્થ પરમાત્મા કે ઇશ્વર થાય છે એમ કહીને 'બાઈ' શબ્દનો 'પત્ની' અર્થ કરી, 'મીરાંબાઈ' એટલે 'ઇશ્વરની પત્ની' એવો અર્થ કરવામાં આવ્યો છે. કબીરના ગુરુભાઈ રૈદાસજીની મીરાં શિષ્ય હતી અને પોતાના ગુરુ રૈદાસ તરફથી

---

૧. 'સરસ્વતી.' (પ્રયાગ) ભાગ ૪૦, અંક ૩, તથા 'યોગ પ્રવાહ.'

૨. (૧) કબીર ચાલ્યા જાઈ થા આગૈ મિલ્યા ખુદાઈ,
મીરા મુઝસૌં યોં કહ્યા, કિનિ ફુરમાઈ આઈ.

(૨) હજ કાબે હ્વૈ હ્વૈ ગયા, કેતી બાર કબીર;
મીરા મુઝ મે ક્યા ખતા, મુખાં ન બોલૈ પીર.

(૩) સુર નર મુનિજન, પીર, અવલિયા, મીરા પૈદા કીન્હા રે;
કોટિક ભયે કહા લૂં બરનૂં, સબનિ પયાના દીન્હા રે,

(૪) કંહુ કબીર ન દઢ કરે જો મીરા, રામ નામ લગિ ઉતરે તીરા.

આ ઉપનામ મીરાને મળ્યુ હોવાનો સંભવ' ડૉ. બડથ્વાલ રજૂ કરે છે, પણ આ ઉપનામની વાત સંભવિત લાગતી નથી. કબીરજીના દોહામાં આવતો 'મીરાં' શબ્દ ખુદા કે પરમેશ્વર માટે વપરાયો નથી એ એક વાત.[૩] બીજું એ કે 'બાઈ' શબ્દ રાજસ્થાનમાં પત્નીને માટે નહીં પણ બહેનને માટે વપરાય છે; કયારેક પુત્રીના અર્થમાં પણ.[૪] એટલે ડૉ. બડથ્વાલનો મત સ્વીકાર્ય બને તેમ નથી. એઓ તો આગળ ચાલી એમ સાબિત કરવા પણ મથે છે કે મીરાં નિરાકાર–નિર્ગુણોપાસક હતી અને તેના સમર્થનમાં પણ એઓ કબીરજીના આ દોહાઓ જ ટાંકે છે.

(૨) 'કવિચરિત ભાગ ૧ મા શ્રી કે. કા. શાસ્ત્રી 'મીરાં' શબ્દની વ્યુત્પત્તિની વિચારણા માટે ત્રણ શબ્દ (મિહિર સં. સૂર્ય, મિરિયા દે. ઝૂંપડી અને મઇહર દે. ગામનો મુખી) રજૂ કરી જણાવે છે:

'દેવવાચક શબ્દો નર–નારી બંનેમાં પ્રયોજાય છે, એ અત્યંત જાણીતી વાત છે. સૂર્યવાચક મિહિર શબ્દ ઉપરથી મિહિરા–મિઇરા–મીરાની જેટલી સંભાવના છે, તેટલી જ મુખીવાચક દેશ્ય શબ્દ મઇહર–મઇઅર–મીઅર–મીર થઈ નારીજાતિના સર્વસ્વાભાવિક આં પ્રત્યયથી મીરાં વ્યુત્પન્ન થઈ શકે તેમ છે. નારીજાતિમાં આં નાં । નીચેનાં ઉદાહરણો ઉત્તર ગુજરાતમાં મળે છે જ : રૂપાં, દેવાં, ધનાં, તેજાં, શોભાં, લીલા વગેરે. આવી સ્થિતિમાં વચ્ચેના ઝૂંપડીવાચક મિરિયા શબ્દ સિવાયના બન્ને શબ્દો ઉપરથી મીરાં નામ વગર મૂંઝવણે આપણે મેળવી શકિયે છિયે, જેમાં કોઈ દૂર દૂરની કલ્પના પણ કરવા જવું પડતું નથી. આમ થવાથી એ ઉપનામ છે કે સાચું નામ એ ઝઘડામાંથી પણ આપણે ઊગરી જઇએ છીયે. આમ આપણી સામે અસલ નામ તરીકે "મીરાંબાઈ" આવી રહે છે."[૫]

---

૩. શ્રી મનજીલાલદાસ : 'મીરા–માધુરી,' પૃ. ૧૧૩ (વિ. સં. ૨૦૧૩)

૪ શ્રી મહાવીરસિંહ ગહલોત: 'મીરાં, જીવની ઔર કાવ્ય', પૃ. ૧૩ (સં. ૨૦૦૨).

૫. કવિચરિત્ર–૧, પૃ. ૧૭૧–૭૨

(૩) પ્રો. નરોત્તમદાસ સ્વામી પ્રાકૃત અને અપભ્રંશનાં વ્યાકરણને આધારે મીરાંનું મૂળ રૂપ 'વીરાં'[૬] છે એમ માને છે. એમની આ દલીલને પુરોહિત હરિનારાયણજી બહુ નાજુક કહે છે,[૭] અને આ મતનું ખંડન કરે છે.[૮]

(૪) પુરોહિત હરિનારાયણજી પોતે એમ માને છે કે મીરાં નામ મીરાંના માતપિતાએ અજમેરના પવિત્ર સિદ્ધ મીરાશાહની રાખેલી માનતાના ફળરૂપે દીકરી જન્મવાને કારણે આપ્યું છે.[૯]

---

૬. 'રાજસ્થાની-સાહિત્ય' (ઉદયપુર), વર્ષ ૧, અંક ૨.

૭ શ્રી મહાવીરસિંહ ગહલોત : 'મીરાં, જીવની ઔર કાવ્ય,' પૃ ૧૪માં નિર્દિષ્ટ.

૮. 'રાજસ્થાની-સાહિત્ય', વર્ષ ૧, અંક ૩.

૯. 'સંતવાણી પત્રિકા', વર્ષ ૧, અંક ૧૧, પૃ. ૨૪.

પુરોહિત શ્રી હરિનારાયણજીને લખાયેલ એક પત્રમાં રાજસ્થાનના ઇતિહાસના એક પ્રસિદ્ધ પંડિત શ્રી વિશ્વેશ્વરનાથજી રેઉ લખે છે કે મીરાં શબ્દ સંસ્કૃતનો નથી. જણાય છે કે નાગોરમાં મુસલમાનોનો અડ્ડો હોવાથી, અને મેડતા એની નજીકમાં જ હોવાથી, અથવા બીજાં કારણોથી, એની અસર રાજપૂતો પર થઈ હશે. મીરાં શબ્દ ફારસીમાં મીરનું બહુવચન છે અને શાહજાદાઓના અર્થમાં પ્રયોજાય છે. પુરોહિત શ્રી હરિનારાયણજી જાતે લખે છે : "અરબી ભાષા કે અક્ષરી કેવલ રૂપ કે અનુસાર 'અમ્ર' બના. 'અમ્ર' સે ફ઼ઈલ કે વજન પર અમીર બના. અમીર કા સંકુચિત રૂપ 'મીર' હુઆ, 'મીર' કા બહુવચન ઔર પ્રતિષ્ઠાદ્યોતક 'મીરાં' શબ્દ બના.' (સંતવાણી પત્રિકા, અંક ૧૧, પૃ. ૪૨) ઇસ નામકી વ્યુત્પત્તિ કી ખોજ કરને કી કુછ ભી આવશ્યકતા નહીં રહ જાતી. ન વહ મારવાડી શબ્દ હૈ ન યહ હિન્દી કી કિસી શાખા કા શબ્દ હૈ, ફિર સંસ્કૃત, પ્રાકૃત વા પાલી મેં ઇસ કી વ્યુત્પત્તિ ઢૂંઢને કી બાત હી ક્યોં કી જાય? વૃથા કી ચેષ્ટા રહેગી.' (સંતવાણી, અંક ૧૧, પૃ. ૩૨) આગળ જતાં એઓ કહે છે કે મીરાબાઈના નામકરણ અંગેનું રહસ્ય એમને કોઈ વૃદ્ધ સજ્જન પાસેથી જાણવા મળ્યું છે તે એ કે મીરાબાઈની માતાને સંતતિ થતી ન હતી અને તે ટાણે એને પિયરથી આવેલ એક દાસીએ સૂચવ્યું કે સંતાનપ્રાપ્તિ માટે મીરાં સાહબ અજમેરીની બાધા લેવી. આવી બાધા લેવાને પરિણામે મીરાં સાહબ અજમેરીની કૃપાથી જ મીરાંનો જન્મ થયો હતો અને તેથી જ એનું નામ મીરાંબાઇ પાડવામાં આવ્યું એમ પુરોહિતજી માને છે.

આ મત પણ ચિંત્ય છે.[૧૦]

(૫) શ્રી લલિતાપ્રસાદ સુકુલે મીરાંની વ્યુત્પત્તિને માટે મેડતા શબ્દની સમજૂતી આપી છે[૧૧] એમણે 'મીર'નો અર્થ જલાશય છે એમ જણાવી રાવ દૂદાએ પોતાની પૌત્રીનું નામ મીરાં પાડ્યું એમ કહ્યું છે. વળી એમના કહેવા પ્રમાણે દૂદાજીએ મેડતાની 'સ્થાપના' કરી હતી, 'પુનઃ સ્થાપના' નહીં. એમની આ વાત સાવ ખોટી છે. અગિયારમી શતાબ્દીમાં રાવલ કર્ણના પુત્ર રાહપે મેડતા ઉપર વિજય મેળવ્યો હતો એવો ઉલ્લેખ 'નૈણસી કી ખ્યાત'ના પહેલા ભાગમાં મળે છે.[૧૨] સંવત્ ૧૫૧૨માં રચાયેલ 'કાન્હડદે પ્રબંધ'માં પણ મેડતાનો ઉલ્લેખ છે : 'કટક

૧૦. (ક) મહાવીરસિંહ ગહલોત, 'મીરાં, જીવની ઔર કાવ્ય;' (ખ) મીરા સ્મૃતિ ગ્રંથમાં 'મીરા નિરુક્ત'માં. (ગ) મુંશી દેવીપ્રસાદ કૃત મીરાંબાઇ કા જીવનચરિત્ર'માં (બંગીય હિન્દી પરિષદ)

૧૧. મીરા સ્મૃતિ-ગ્રંથ, 'મીરા–નિરુક્ત'—'મીર' વાચ્ય હૈ જલાશય કા મેડતે કે ચારોં ઓર સુન્દર સુન્દર ઝીલેં હૈં. સરિતા ઔર ઝીલ ઈત્યાદિ પર સ્ત્રીયોં કે નામ રખનેકી પ્રથા હમારે દેશમેં નવીન નહી. યદિ રાવ દૂદાજીને અપની પૌત્રી કે અલૌકિક સૌન્દર્ય સે પ્રેરિત હોકર મેડતે કી સુન્દરતમ ઝીલ કે આધાર પર ઉસે મીરા કહા તો આશ્ચર્ય ક્યા? સાથ હી જલ હમારે દેશ મેં સાત્ત્વિક ભાવના કા સિદ્ધ ઉદ્દીપન માના ગયા હૈ ઈસી કે અનુસાર મીરા કો જલ કે સમાન સૌમ્ય સુન્દરતા ઔર નિર્મળતા દેખકર રાવ દૂદાજીને ઉન્હેં મીરા કહા હોગા ઔર યહી શબ્દ વારંવાર સંબોધન વાચક હોને કે કારણ ઔર પરમ આકર્ષક બાલિકા મીરા કે લિયે હોને કે નિમિત્ત કેવલ મીર ન રહ કર મીરા પ્રસિદ્ધ હુઆ.' (પરિશિષ્ટ, પૃ. ૪૧.)

૧૨. (ક) નૈણસીકી ખ્યાત, પ્રથમ ભાગ, પૃ. ૧૯–૨૦ : 'રાવલ કર્ણ ને... જ્યેષ્ઠ કુંવર રાહપ કો સેના દેકર મેડતે કેરાણાકો વિજય કરને કે વાસ્તે ભેજા... કુંવર તો ગર્મ રિતુ હોને કે કારણ મેડતે નહીં ગયા... મેડતે કે રાણા કી પદવી રાહપ કો દી ઔર ઉસે અપના પાટવી બનાયા.'

મેડતઇ ચાલી ગયાં, નજીક લાથ એક થાહરિ થયાં.' (૪,૯૨) આવા બીજા પણ ઉલ્લેખો છે.[૧૩]

(૬) શ્રી મહાવીરસિંહ ગહલોત 'મીરાં'નો અર્થ સાગર અથવા મહાન્ ( શ્રેષ્ઠ ) એવો કરે છે અને નામ તેવા ગુણને આધારે 'મીરાં' શબ્દ વ્યુત્પન્ન કરે છે.[૧૪]

(૭) શ્રી વ્રજરત્નદાસ મીર કે મીરા શબ્દને સંસ્કૃતનો ગણે છે અને એની વ્યુત્પત્તિ મી કે મિ + इरा = मीरा એમ આપે છે. પોતાના મતના ટેકામાં એમણે અંગ્રેજી, જર્મન, ડચ, ફ્રેંચ ભાષાઓના Mere જેવા સમાનતાવાળા શબ્દો અને તેમના અર્થોનો ઉલ્લેખ કર્યો છે.[૧૫]

(૮) શ્રી પરશુરામ ચતુર્વેદીને મતે 'મીરાં' શબ્દનું મૂળ રૂપ 'મીર' જ છે. [૧૬]

(૯) શ્રી શંભુપ્રસાદ બહુગુણાના સૂચન મુજબ 'મીર' શબ્દ અરબી ભાષાનો પણ છે.[૧૭]

---

૧૩. (ક) શ્રી જગદીશસિંહ ગહલોત : 'મારવાડ કા ઇતિહાસ', પૃ. ૩૧૧.

(ખ) બૃહત્ કાવ્યદોહન, ભાગ ૭, પૃ ૧૫ ઈ. સ. ૧૯૧૧)—'એમ કહેવાય છે કે પ્રથમ એ પુર પરમાર વંશીય રાજા માંધાતાએ સ્થાપ્યું હતું. જે ઉપરથી તે 'માંધાતૃપુર' (અપભ્રષ્ટ 'મેડતા') કહેવાતું તેને...દૂદાજીએ (સં. ૧૫૧૮) (સં. ૧૫૪૨ ?) પુનઃ સનાથ કર્યું.'

૧૪ 'મીરાં, જીવની ઔર કાવ્ય,' પૃ. ૧૭.

૧૫ 'મીરાં–માધુરી' પૃ. ૧૧૪–૧૧૫.

૧૬. 'મીરાંબાઈકી પદાવલી', પૃ. ૨૪૨–૪૩. 'વાસ્તવમેં અબ તક ઉપલબ્ધ પ્રમાણોં કે આધાર પર મીરાંબાઈકા 'મીરાં' નામ માતા–પિતાદિ કા દિયા હુઆ જાન પડતા હૈ. 'બાઈ' શબ્દ ઉસમેં સમ્માન–પ્રદર્શન કે લિએ જોડ દિયા ગયા હૈ ઈસે ઉપનામ કહને કે લિએ કોઈ કારણ નહીં. 'મીરાં' શબ્દ કા મુલ રૂપ ભી ફારસી કા 'મીર' શબ્દ હી રહા હોગા જિસકા બહુવચન 'મીરાં' ઑા પ્રત્યય લગા કર, બનાયા ગયા હૈ.'

૧૭. મીરા સ્મૃતિ–ગ્રંથ. પૃ. ૫૫૨–૫૩.–'અધિકાંશ કોશો મેં અમીર ઔર મીર શબ્દ ફારસી હી બતાયા ગયા, કેવલ એક કોશમેં મુઝે વહ અરબી મિલા.'

(૧૦) જેઠાલાલ વાડીલાલ દલાલને મતે, મીરાંના જન્મ સમયે અલૌકિક પ્રકાશનું બિંબ દેખાયું હતું જેથી કુંવરીનું નામ मही + इरा =मीरा ('પૃથ્વીનું તેજ') પાડવામાં આવ્યું.[૧૮]

(૧૧) શ્રી વ્યોમકેશ ભટ્ટાચાર્ય કબીરજીના ત્રણ દોહાનો ઉલ્લેખ કરી જણાવે છે કે ત્યાં 'મીરાં શબ્દનો અર્થ કોઈ સિદ્ધ ફકીર કે ગુરુ એવો છે. કબીર મીરાંબાઈના સમકાલીન હતા. સંસ્કૃતમાં મીરા શબ્દ સમુદ્રવાચક છે. વિલ્સનના સંક્ષિપ્ત શબ્દકોશમાં 'મીરા'નો અર્થ મહાસમુદ્ર આપ્યો છે. એ પુંલિંગ છે. એની ઉત્પત્તિ मी+रक+ऊनादि એવી આપી છે. આપ્ટેના કોશમાં मीरः શબ્દનો અર્થ સમુદ્ર, સીમા, પર્વત વગેરે છે. मीरः શબ્દને આકારાન્ત કરી દેવાથી સ્ત્રીલિંગમાં એનો અર્થ નદી કે જળ થાય છે. मीर શબ્દની માફક इरः નો અર્થ ક્ષીરસાગર થાય છે. ઈરાવતી એક નદીનું નામ છે. इर ધાતુનો અર્થ 'જાણવું' છે. मि ધાતુનો અર્થ 'જોવું', સ્થાપિત કરવું છે. मो કે मि + इरा =मीरा આથી એમ લાગે છે કે मीर કે मीरा શબ્દ સંસ્કૃત છે.*

આ બધા મતો ઉપરથી જણાય છે કે 'મીરાં' નામ સામાન્યપણે પ્રચલિત ન હોવાથી એના સંબંધી જાતજાતના તર્કો કરવામાં આવ્યા છે; પણ 'મીરાં' નામ જૂના ગ્રંથોમાં કયારેક મળે છે ખરું. 'નૈણસીકી ખ્યાત'માં બારઠ બીઠુના દોહામાં 'મીરાં' શબ્દ આવે છે.[૧૯] દાદૂના દોહામાં પણ 'મીરા' શબ્દ મળે છે[૨૦] એ જ રીતે પ્રસિદ્ધ ચારણ મહાત્મા

---

૧૮. મીરાઁ-માધુરી પૃ ૨૧૬માં નિર્દિષ્ટ
* મીરાંબાઈ પૃ. ૭.

૧૯. ખંગડે કિયા ખડાક, સી લાગા સુરતાંણ સ;
મીઁ મીલક તૂં માર, છોઈયાં ઉતરી છાક.—ખ્યાત, ભાગ ૨, પૃ. ૨૨૭.

૨૦. (ક) દાદૂ કારણ કંત કે, ખરા દુખી બેહાલ;
મીરા મેરા મિહર કરિ, દે દરસન પર હાલ.
(ખ) બંદા બરદા ચેરા તેરા, હુકમી મૈં બેચારા;
મીરાં મિહરબાન ગોસાઈ, તૂ સિરતાજ હમારા.
(ગ) મીરાં મેરા મિહિર દયા કરી. દાદૂ તુમ હી તાઈ, વગેરે.

ઈસરદાસજી (સં. ૧૫૯૫–૧૬૭૫)ના 'ગુણ નિંદ્યા તતઃ' નામના ગ્રંથમાં પણ આ શબ્દ મળે છે.[૨૧] ગૌરીશંકર ઓઝાએ મીરાંના સમકાલીન જોધપુરના રાવ માલદેવની એક પુત્રીનું નામ પણ મીરાંબાઈ હતું એમ જણાવ્યું છે.[૨૨] 'નૈણસી કી ખ્યાત'માં અનેક સ્થળે પુરુષોનું નામ 'મેરા' મળે છે.[૨૩] બીકાનેરની અનુપ સંસ્કૃત લાયબ્રેરીની 'રાઠોડારી વંશાવલી ને પીઢિયાં ને ફુટકર વાતાં' નામના એક પ્રાચીન હસ્તલિખિત ગ્રંથમાં 'મેરા'નો ઉલ્લેખ છે.[૨૪] જો પુરુષોનું નામ 'મેરા' હોઈ શકે, તો

૨૧. કલકત્તાના શેઠ સુરજમલ જાલાન પુસ્તકાલયની હસ્તલિખિત પ્રત.

(ક) મીરાં મોંઠ અંધારો માથે, હજ પ્રાણાંડિ મેઘિ શિષિ હાથે.

(ખ) મીરા મીર મિલિકિ મિલિકા, હું ચાંદાલં મસિહા મલકાં.

૨૨. જોધપુર રાજ્ય કા ઈતિહાસ; ખંડ ૧, પૃષ્ઠ ૩૮૯.

૨૩. ખ્યાત, પ્રથમ ભાગ-(क) પૃ. ૨૫-રાણા મોકલ મંડોર કે રાવ ચૂંડા કી બેટી હંસાબાઇ કે પેટકા, જિસે રાણા ખેતા કે પાસવાનીયે ખાતણ કે પુત્ર ચાચા વ મેરા ને મારા.

(ख) પૃ. ૧૭૧,-'જાવસાઈ કે ચૌહાન' (વંશાવલી)...૨૧ 'મેરા.'

(ग) પૃ. ૨૪૭.-ઊમરકોટકે સોઢોકી વંશાવલી)...મેરા', તથા પાદટીપના છપ્પામાં આ મેરાનુ વર્ણન પણ છે-'મહિકરણ નરો રિણમલ મહૈ, મેરો ગુણસાગર સુમત.'

૨૪. હસ્તપ્રત નં. ૨૩૩/૬ 'સુ ખેતુરો દીકરો મોકલ કાંણૈ નુ ચાચે મેરૈ ચુક કરિનૈ માર નૈ ચીતોડ ઘેરીયો માહૈ કુભૌ રોકીયો, પછૈ રાવ રિણમલ સાથ કરિ ન ભાણેજ રે વેર ગયા. પછૈ આદમી ૧૨ સે ઉપર ચઢીયા. ચાચો મેરો નાઠો. પછૈ રાણે કુંભે નુ ટીકો દે નૈ ચાચે મેર રે પીસે હુવા. ચાચો મેરો પીછ રૈ ભાખર મારીયા તાહરા ચાચે મેર રોં બેરાં રાઠ રિણમલ હુઆ ટાઢીસાનુ દીન્હા'.

એવાં નામો મળી આવશે કે જેનો કોઈ અર્થ નહી થઈ શકે. એથી એમ જણાય છે કે મીરાં નામ જ હશે, ઉપનામ નહિ [૨૬]

નામની વ્યુત્પત્તિ ઉપરાંત મીરાને માટે 'મીરાં,' અથવા 'મીરૉં' લખવા સંબધી પણ ચર્ચા થઈ છે. કેટલાક વિદ્વાનો 'મીરા' લખવાના પક્ષમાં છે.[૨૭] ડૉ. પીતાંબરદાસના મતે 'મીરા'નો સાનુસ્વાર પ્રયોગ જરૂરી નથી [૨૮] અને પ્રો નરોત્તમદાસ સ્વામી,[૨૯] ડૉ સાવિત્રી સિંહા,[૩૦] ભુવનેશ્વર મિશ્ર 'માધવ'[૩૧] વગેરેએ 'મીરા' શબ્દ જ લખ્યો છે.

મુંશી દેવીપ્રસાદ,[૩૨] પ્રો. મુરલીધર શ્રીવાસ્તવ,[૩૩] હરસિદ્ધભાઈ દિવેટિયા,[૩૪] ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ,[૩૫] તનસુખરામ ત્રિપાઠી[૩૬] વગેરે વિદ્વાનોએ 'મીરા' શબ્દ વાપર્યો છે. પરંતુ શ્રી પરશુરામ ચતુર્વેદીના શબ્દોમાં, પ્રયોગશુદ્ધિની દૃષ્ટિએ મીરાંનું 'મીરૉં' બનાવી લખવું જ યોગ્ય છે.[૩૭] રાજસ્થાનમાં 'મીરૉં શબ્દ જ બોલાય છે ડૉ.

---

૨૬. (क) ડૉ. શ્રી કૃષ્ણલાલ-મીરાબાઈ, પૃ. ૫૪.

(ख) 'મધ્યકાલીન હિંદી કવયિત્રિયા' પૃ. ૧૦૯

૨૭. શ્રી લલિતાપ્રસાદ સુકુલ- 'મીરા સ્મૃતિ ગ્રંથ' પૃ ૫૨ તથા મુંશી દેવીપ્રસાદ કૃત 'મીરાબાઇકા જીવનચરિત્ર.'

૨૮. 'મીરાબાઈકી પદાવલી' પૃ. ૨૪૩ પર નિર્દિષ્ટ.

૨૯. 'મીરા-મંદાકિની'

૩૦. 'મધ્યકાલીન હિન્દી કવયિત્રિયા,' પૃ. ૧૦૫-૧૫૮.

૩૧. 'મીરા કી પ્રેમસાધના'

૩૨. 'મીરાબાઈકા જીવનચરિત્ર.'

૩૩. 'મીરા દર્શન.'

૩૪. 'મીરાબાઈનાં ભજનો.'

૩૫-૩૬ બૃહત્ કાવ્યદોહન, ભાગ ૭.

૩૭. 'મીરાંબાઇકી પદાવલી,' પૃ ૨૪૩.

ગર્ભ, યોધ્ધા, પતિત વ્યક્તિ, રત્ન અને અમૃત 'તા' પ્રત્યયનો અર્થ મંતવ્ય માર્ગ, સદ્ગુણ, પવિત્રતા. 'તક' પ્રત્યય ક્ષુદ્રતા કે લઘુતા દર્શાવે છે. એકાક્ષર કોષમાં 'તા' શબ્દને લક્ષ્મીનું પ્રતીક કહ્યો છે. આ બધા પરથી સિધ્ધ કરેલ 'મેરુતા'ના અર્થ નીચે પ્રમાણે થઈ શકે –

(૧) મેરુત કે મેરુતા તે કોઈ પર્વતનો પાછલો ભાગ કે એની તળેટી કે કોઈ પર્વત પર જવાનો માર્ગ.

(૨) મેરુતકનો અર્થ નાનો ડુંગરો કે ટેકરી. મેડતાની આસપાસ કેટલીક ટેકરીઓ છે, પણ ઉલ્લેખયોગ્ય નથી; એટલે જવાના માર્ગનો પ્રશ્ન રહેતો નથી અને મેરુ–પર્વત–શબ્દની સાર્થકતા પણ નથી. એટલે મેરુને આધારે કરેલાં આ બંને અનુમાનો 'મેડતા' શબ્દ સિદ્ધ કરવામાં સહાયભૂત નથી.

(૩) હવે રહે છે મીર+તા=મીરતા. સંસ્કૃત 'મીર' શબ્દનો અર્થ જલરાશિ, સમુદ્ર, કોઈ પર્વતનો એકાદ ભાગ, સીમા, અને ખાસ પીણું. એકાક્ષર કોષ પ્રમાણે 'તા' શબ્દ લક્ષ્મીનો વાચક છે. આપણે ત્યાં લક્ષ્મી ધનની દેવી તો ગણાય છે જ પણ સાથે સૌન્દર્ય, ઐશ્વર્ય વગેરે પણ એ દ્વારા ઉદ્દિષ્ટ છે. એટલે મીર શબ્દનો અર્થ જલાશય કરીએ તો તેને 'તા' લાગતાં 'સુંદરતમ જલાશય' અર્થ નીકળે. એ રીતે 'મેડતા'ની કરેલી વ્યુત્પત્તિ સાર્થક છે એમ શ્રી સુકુલજી કહે છે.

['રાજસ્થાની ભાષા ઔર સાહિત્ય'–ડૉ. હીરાલાલ માહેશ્વરી. પૃ. ૨૯૬ થી ૩૦૦મા અપાયેલી વિગતોને આધારે.

મોતીલાલ મેનારિયા,૩૮ શ્રી વ્રજરત્નદાસ,૩૯ ડૉ શ્રી કૃષ્ણલાલ ૪૦ મહાવીરસિંહ ગહલોત,૪૧ વગેરે વિદ્વાનોએ 'મીરા શબ્દ જ લખ્યો છે આ ઉપરાંત, રાજસ્થાની વ્યાકરણ મુજબ બહુવચનાંત 'મીરાઁ શબ્દ આદર દર્શાવે છે

'મીરા-માધુરી'ના લેખક શ્રી વ્રજરત્નદાસજી માને છે (પૃ ૩) કે મેડતાનુ શુદ્ધ રૂપ 'મહારેતા' છે અને આ મહારેતાનુ 'મેડતક' થયુ, અને તેમાથી પછી 'મેડતા' થયુ. બીજુ નામ એઓ માધાતૃપુર પણ આપે છે વ્યુત્પત્તિના નિયમોને આધારે કદાચ મહારેતામાથી મેડતા સિદ્ધ કરી શકાય પણ માધાતૃપુરને મા' તો ઐતિહાસિક પ્રમાણોની જરૂર રહે

શ્રી લલિતાપ્રસાદ સુકુલ 'મીરા-નિરુક્ત'માં પૃ ૪૧-૪૨ ઉપર મેડતા શબ્દ પોતાની રીતે વ્યુત્પન્ન કરે છે. મેડતાનો ઉલ્લેખ કરતાં રાજસ્થાન ગેઝેટિયર' (પૃ ૨૩૧) લખે છે, કે મેડતાની ચારે પાસે ઘણા જળાશયો છે (Water is plentiful at Merta, there being numerous tanks all around the city) એથી ત્યા રણ હોવાની વાત (મહારેતા-પુષ્કળ રેતીવાળો પ્રદેશ) અર્થશૂન્ય છે એમ જણાવી રાવ દૂદાજીએ પોતાની રાજધાની માટે જળાશયોની પાસેનુ જ સ્થાન પસંદ કર્યું હોવાનો એમનો મત છે 'મેડતા' શબ્દ ત્રણ રીતે એઓ સિદ્ધ કરે છે (૧) મેરુ+ત અથવા મેરુ+તા=મેરુતા (૨) મેરુ+તક =મેરુતક અને (૩) મીર+તા=મીરતા.

સંસ્કૃતમાં 'મેરુ'નો અર્થ એક પર્વત અથવા માળા કે હારની વચમાં પરોવેલો મોટો દાણો કે રત્ન. 'ત' નો અર્થ પૃષ્ઠ ભાગ, વક્ષસ્થલ,

---

૩૮ રાજસ્થાની ભાષા ઔર સાહિત્ય' તથા 'રાજસ્થાન કા પિંગલ સાહિત્ય'

૩૯. મીરા-માધુરી'

૪૦ મીરાંબાઇ'

૪૧ મીરા-જીવની ઔર કાવ્ય

ગર્ભ, યોધ્ધા, પતિત વ્યક્તિ, રત્ન અને અમૃત 'તા' પ્રત્યયનો અર્થ મંતવ્ય માર્ગ, સદ્ગુણ, પવિત્રતા. 'તક' પ્રત્યય ક્ષુદ્રતા કે લઘુતા દર્શાવે છે. એકાક્ષર કોષમા 'તા' શબ્દને લક્ષ્મીનુ પ્રતીક કહ્યો છે. આ બધા પરથી સિધ્ધ કરેલ 'મેરુતા'ના અર્થ નીચે પ્રમાણે થઈ શકે –

(૧) મેરુત કે મેરુતા તે કોઈ પર્વતનો પાછલો ભાગ કે એની તળેટી કે કોઈ પર્વત પર જવાનો માર્ગ.

(૨) મેરુતકનો અર્થ નાનો ડુંગરો કે ટેકરી. મેડતાની આસપાસ કેટલીક ટેકરીઓ છે, પણ ઉલ્લેખયોગ્ય નથી; એટલે જવાના માર્ગનો પ્રશ્ન રહેતો નથી અને મેરુ–પર્વત–શબ્દની સાર્થકતા પણ નથી. એટલે મેરુને આધારે કરેલાં આ બને અનુમાનો 'મેડતા' શબ્દ સિદ્ધ કરવામાં સહાયભૂત નથી.

(૩) હવે રહે છે મીર+તા=મીરતા. સંસ્કૃત 'મીર' શબ્દનો અર્થ જલરાશિ, સમુદ્ર કોઈ પર્વતનો એકાદ ભાગ, સીમા, અને ખાસ પીણું. એકાક્ષર કોપ પ્રમાણે 'તા' શબ્દ લક્ષ્મીનો વાચક છે. આપણે ત્યા લક્ષ્મી ધનની દેવી તો ગણાય છે જ પણ સાથે સૌન્દર્ય, ઐશ્વર્ય વગેરે પણ એ દ્વારા ઉદ્દિષ્ટ છે. એટલે મીર શબ્દનો અર્થ જલાશય કરીએ તો તેને 'તા' લાગતાં 'સુંદરતમ જલાશય' અર્થ નીકળે. એ રીતે 'મેડતા'ની કરેલી વ્યુત્પત્તિ સાર્થક છે એમ શ્રી સુકુલજી કહે છે.

['રાજસ્થાની ભાષા ઔર સાહિત્ય'–ડૉ. હીરાલાલ માહેશ્વરી. પૃ. ૨૯૬ થી ૩૦૦મા અપાયેલી વિગતોને આધારે.

## શુદ્ધિપત્રક

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ખંડ ૧ | | | |
| ૫ | ૩ | કટેરે | કટેરા |
| ૭ | ૬ | ચરણકાળ | ચરણકમળ |
| ૧૬ | ૧૩ | બકુ નામી | બહુનામી |
| ૨૪ | ૪ | જશોદાયા | જશોદાના |
| ૩૩ | ૧૫ | ગયે | ગયો |
| ૩૬ | ૨૧ | ગિરધરલાલજીજી | ગિરધરલાલજી |
| ૪૪ | છેલ્લી | હોય | હો । |
| ૫૪ | ૧૪-૧૫ | વળી . નથી. | (કાઢી નાખો ) |
| ખંડ ૨ | | | |
| ૧૨ | છેલ્લી | (ઈ સ ૧૪૩૩ના) | (ઈ સ ૧૪૩૩)ના |
| ૧૬ | ૨૨ | પૌતાના | પોતાના |
| ૨૬ | ૧૮ | કાઈ હોવાનો | હોવાનો કાઈ |
| ૨૮ | ૧૮ | જાગીદદારોની | જાગીરદારોની |
| ૩૬ | ૪ | સર ક્ષણની | સ રક્ષણની |
| ૪૧ | ૫ | આપણે | આપણને |
| ૪૧ | ૮ | કહેવાયા | કહેવાયા |
| ૪૨ | ૨ | મંદિરનો | મ દિરનો |
| ૪૫ | ૩ | શહને | શાહને |
| ૫૨ | ૮ | મીરાબાઈ ને | મીરાબ ઈ અને |
| ૫૨ | ૨૧ | ધાર્મિક | ધાર્મિક |

| | | | |
|---|---|---|---|
| ૭૯ | ૧ | ધર્મની | અધર્મની |
| ૮૦ | ૩ | મેડતિય | મેડતિયા |
| ૯૨ | છેલ્લી | આકે | કે આ |
| ૯૫ | ૫ | રાઈ ગોવિંદ | રાગ ગોવિંદ |
| ૯૬ | ૧૦ | ગેય | ગેય. |
| ૯૮ | ૧૧ | બની કે | બની કે પંક્તિ |
| ૯૮ | ૧૫ | વ્યક્તત્વિની | વ્યક્તિત્વની |
| ૧૦૦ | ૩ | ગુંદર | સુંદર |
| ૧૧૦ | ૧૨–૧૩ | વૈષ્ણવ . નથી. | (કાઢી નાખો.) |
| ૧૧૨ | ૫ | સંદેહ | સદેહ |
| ૧૧૪ | ૨ | વ્યક્તિગત કવિનું | કવિનું વ્યક્તિગત |
| ૧૧૫ | ૧૭ | પંથના | પંથનાં |



'પંકજ' પ્રિન્ટરીમાં જોડાક્ષરો ક્ષ અને દ્ધ ન હોવાથી તે જોડાક્ષરો સુધારી લેવા વિનતિ

'પંકજ' પ્રિન્ટરી'ના મુદ્રક તરીકે 'રણજિતભાઈ ઠાકોર'ને સ્થાને 'ઉપેન્દ્ર રણજિતસિંહ ઠાકોર' વાંચવું.

---

**આભાર દર્શન :** આ પુસ્તક માટેની પ્રેસ તેમજ અન્ય વ્યવસ્થા ને મુદ્રણ જોવામાં જેમની અપાર સહાય મને મળી છે તે મારા ભાણેજ ડા. ધીરુભાઈ ઠાકરનો હું અત્યંત આભારી છું. ઉપરાંત, અધવચ્ચે અટકેલું કામ હાથમાં લઈ તે સમયસર પૂરું કરી આપવા બદલ પ્રગતિ મુદ્રણાલયના સંચાલક શ્રી વસંતલાલ રામલાલ શાહનો પણ આભાર માનું છું.

—ભુપેન્દ્ર ત્રિવેદી

## અભ્યાસદૃષ્ટિએ મહત્ત્વનાં પુસ્તકો

અખેગીતા–પ્રસ્તાવના, પાઠાંતરો, સમજૂતી, ટિપ્પણ તથા શબ્દકોશ સાથે. સં. પ્રા. ભૂપેન્દ્ર ત્રિવેદી કિ રૂા. ૨–૫૦

૪૦ છપ્પા અપર નામ **અનુભવબિન્દુ** ( વેદાંતી કવિ અખાકૃત પ્રસ્તાવના, પાઠાંતરો, સ્પષ્ટીકરણ, ટિપ્પણ તથા ચા પરિશિષ્ટો સાથેની નવી સંશોધિત–સંવર્ધિત આવૃત્તિ. સં. ડૉ અનસૂયા ત્રિવેદી, પ્રા. ભૂપેન્દ્ર ત્રિવેદી. કિ. રૂા. ૪–૦૦

જ્ઞાનગીતા (કવિ નરહરિ કૃત)–પ્રસ્તાવના, પાઠાંતરો, ટિપ્પણ તથા શબ્દકોશ સાથે. સં. પ્રા. ભૂપેન્દ્ર ત્રિવેદી, ડૉ. અનસૂયા ત્રિવેદી. કિ. રૂા. ૨–૧૦.

મીરાંનાં પદો–પ્રસ્તાવના, પાઠાંતરો તથા ટિપ્પણ સાથેનો ૪૦૦ ઉપરાંત પદોનો મૂલ્યવાન સંગ્રહ સં. પ્રા. ભૂપેન્દ્ર ત્રિવેદી. કિ. રૂા. ૪–૫૦.

પૃથ્વીચન્દ્ર ચરિત્ર ( માણિક્ય સુંદર સૂરિ વિરચિત પ્રાચીન ગુજરાતી સાહિત્યની એક વિશિષ્ટ ગદ્યકૃતિ ) પ્રસ્તાવના પાઠાંતરો, અર્વાચીન છાયા અને વિસ્તૃત ટિપ્પણ સાથે. સં. પ્રા. ભૂપેન્દ્ર ત્રિવેદી અને ડૉ. અનસૂયા ત્રિવેદી કિં. રૂા. ૮–૦૦.

**નાટ્ય શાસ્ત્ર**(ભરત મુનિ પ્રણીત)-અધ્યાય ૧ થી ૭ ગુજરાતી અનુવાદ–પાદટીપો સાથે. પ્રા. ભૂપેન્દ્ર ત્રિવેદી. કિં. રૂા. ૭–૦૦.

**અખાની કવિતા** (પરિચય પુસ્તિકા)–પ્રા. ભૂપેન્દ્ર ત્રિવેદી. કિં ૬૦ પૈસા.

### હવે પછી

આપણી કહેવતો અને કહેવત વિષયક સાહિત્ય–ડૉ. અનસૂયા ત્રિવેદી

અખાનાં ગુજરાતી પદો–સં. ડૉ. અનસૂયા ત્રિવેદી

રાવણ–મંદોદરી સંવાદ ( શ્રીધર કૃત ) – સં. ડૉ. અનસૂયા ત્રિવેદી

અખાના છપ્પા–સમજૂતી અને શબ્દકોશ સાથે.